# મિસરનો મુક્તિસંગ્રામ

:: ખંડ પહેલો ::





ઝવેરચંદ મેઘાણી

મુદ્રક અને પ્રકાશક
અમૃતલાલ દલપતભાઇ શેઠ

*

આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦
જાન્યુઆરી ૧૯૩૦

*

મૂલ્ય
કાચું પૂંઠું : બાર આના
પાકું પૂંઠું : એક રૂપિયો

*

મુદ્રણસ્થાન
સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર



# નિવેદન

મરણીયું આયર્લાંડ, એશિયાનું કલંક, હંગેરીનો તારણહાર, અને અમર મહાજનો : સ્વાધીનતા–સંગ્રામોના ઇતિહાસો ઉકેલતાં એ ચાર પુસ્તકોની અંદર આજે પાંચમું ઉમેરાય છે. અને છઠ્ઠું ચીન વિષેનું લખાઇને તૈયાર થવા આવ્યું છે.

'મિસરનો મુક્તિસંગ્રામ' માત્ર એક જ હપ્તામાં આંહી રજુ થાય છે. અર્વાચીન મિસરના નવજન્મથી માંડી બ્રિટને કરેલા એના કબ્જા સુધીની, એટલે કે લગભગ ઈ. સ. ૧૮૦૦થી ૧૮૮૨ સુધીની કથા આ પ્રથમ ખંડમાં આપેલી છે. તે પછીથી આજ દિન સુધીની સંપૂર્ણ તવારીખ તૈયાર થાય છે, તે બીજા ખંડ રૂપે પ્રગટ થશે. પ્રાચીન મિસરની સાથે આપણને ખાસ નિસ્બત નથી, એ તો રહ્યો પુરાતત્ત્વના રસનો વિષય, એ પ્રાચીનતાની કહેવાતી જાહોજલાલી કદાચ આજે આપણી યુગદૃષ્ટિએ નિરર્થક બલ્કે અનિષ્ટ જણાય : તેથી તે આખા પ્રાચીન સમયને એક જ પ્રકરણમાં સમેટી માત્ર આછી ભૂમિકા જ રજુ કરેલી છે.

મિસરના પ્રશ્નમાં આપણે ભારતવર્ષીઓ માટે એક વિશિષ્ટ રસ રહેલો છે. આપણે અને એ માત્ર પાડોશીઓ છીએ, અથવા બન્ને એક જ પરદેશી સત્તાના પંજામાં સપડાયા છીએ, એટલેથી જ એ રસની સમાપ્તિ થતી નથી. પણ મિસરની પરાધીનતા માટે આપણી પરાધીનતા જવાબદાર છે. હિન્દને હાથ રાખવા માટે મિસરનો કબ્જો બ્રિટનને અનિવાર્ય થઇ પડયો હતો. એટલે જ્યાં સુધી હિન્દ આઝાદ નથી ત્યાં સુધી મિસરનો છુટકારો સંભવિત જ નથી. આજે મિસરને સ્વાધીનતા આપવાની કહેવાતી નવી સંધિમાં કેટલું પોલાણ છે તે આ પુસ્તકનું વાચન પુરવાર કરી આપશે. એ જ રીતે મિસરની મુક્તિ વિના હિન્દની મુક્તિ પણ શક્ય નથી. મિસરને રૂંધી રાખવા માટેની સામગ્રી સુસજ્જ સ્થિતિમાં સંઘરી રાખવાનું કોઇ નજીકમાં નજીકનું સ્થાન તો બ્રિટનને જોઇશે જ. ને એ અનુકૂલતા પૂરી પાડનાર હિન્દુસ્તાન છે. આમ હિન્દ અને મિસરનાં હિતાહિત પરસ્પર અત્યંત કરૂણ દશામાં સંકળાએલાં છે. બન્ને સમદુઃખી છીએ, સહદુઃખી છીએ. એ દૃષ્ટિ રાખીને આ ઇતિહાસ વાંચવો જરૂરી છે.

બીજી દૃષ્ટિ : આ પહેલા ખંડનો અંત વિષાદની કે હતાશાની લાગણીથી ઉકલવો ન જોઇએ. આટલી બધી તયારીને અંતે મિસરી શક્તિનો બ્રિટનને હાથે સંહાર થયો, મિસર પરવશ પડ્યું, એનો પુરુષાર્થ એળે ગયો, એવું તારણ બરાબર નથી. કેમકે સ્વાધીનતાના સંગ્રામની સમાપ્તિ કે શરણાગતિ હજુ મિસરી પ્રજાએ પુકારી નથી નાખી. એ યુદ્ધ તો ચાલુ જ છે. નવાં યુગબળોએ એ વિગ્રહમાં નવી જીદ, નવું જોર, ને નવી દૃષ્ટિ મૂક્યાં છે. સ્વાધીનતાના સંગ્રામો સ્હેલાઇથી પૂરા થતા નથી. એ તો પેઢાનપેઢી પ્રજાને વારસામાં સોંપાય છે. ઉપરાંત, ઉપલક દૃષ્ટિએ હારેલું દેખાતું મિસર ખરી રીતે તો વિજયના માર્ગે જ ધપી રહેલ છે. પ્રાચીન ફેરો-રાજાઓ, મામ્લ્યૂકો ને તૂર્કોની એડી તળે ચુપચાપ ચગદાતી આ ખેડુ-પ્રજા પોતાનું પ્રજાત્વ પ્રાપ્ત કરતી, આત્મ-શાસનનું નવું ભાન અનુભવતી, જહાંગીરીઓને તેમજ રાજશાહીને ઉખેડી નાખતી, યુરોપના ફાંસલાઓને સમજી સમજી ફેડવા મથતી, અને આખરે તો મિસરનું શાસન એના સાચા પ્રજાસમૂહ ફેલાહને-ખેડુને જ હાથ હોઇ શકે એવું છેલ્લામાં છેલ્લું શ્રમજીવીવાદનું પાન કરતી આવે છે. એટલું જ બસ નથી. ધર્મસત્તાની ધુંસરીને એ ફગાવે છે. ધાર્મિક ઝનૂનને એ તિલાંજલિ આપે છે. જીવનને એ નવી બુદ્ધિપ્રધાન દૃષ્ટિએ ચકાસી સામાજીક રૂઢીઓને સમુદ્રમાં પધરાવે છે, એ નવભાનની પ્રાપ્તિ એણે કરી છે. એ આત્મભાનના પંથ રૂધિરથી ભીંજવવા જ રહ્યા.

તે ઉપરાંત એક વાત ન વિસરવા જેવી છે. મિસર અને બ્રિટન વચ્ચેનું આ અલાયદું યુદ્ધ નથી, પરંતુ એક બાજુ જગતની તમામ પીડિત પ્રજાઓ ને બીજી બાજુ જગતની તમામ પીડક સામ્રાજ્યવાદી સત્તાઓ, એ બે પક્ષો વચ્ચે જામેલા દારૂણ વિશ્વ-સંગ્રામનો એક વિભાગ છે. એટલે એનો ફેંસલો નિરાળો નથી આવવાનો.

હિન્દના મુસ્લીમભાઇઓને પૂછું છું: મિસરીઓએ ઇસ્લામને કઇ દૃષ્ટિએ ઓળખ્યો તે જરા તપાસશો?

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
વર્ષાન્ત : ૧૯૨૯

લેખક

# સાંકળિયું





**આધારનાં પુસ્તકો** : 1. Secret History of the Occupation of Egypt- by Wilfred Blunt. 2. Egypt–by George Young. 3. Egyptian Problem–by Valentine Chirol. 4. England and Egypt–by Milner. 5. Modern Egypt–by Cromer. 6. History of Nationalism in the East. 7. Egypt's Ruin–by Rothstein. 8. Historian's History of the World.

*

**અજાણ્યા શબ્દો** : ફેલાહ : ખેડૂત. ખેદીવ : મિસરનો રાજા (મૂળ તૂર્કીનો વાઇસરોય). ઇસ્તાંબોલ : કોન્સ્ટાંટીનોપલ (તૂર્કીનું જૂનું પાટનગર). પાશા : ઉમરાવ. નીલ:નાઇલ નદી. મજલિસ : મિસરી લોકપ્રતિનિધિ સભા: (અંગ્રેજી શબ્દ) ચેમ્બર.

*

**પૂંઠા પરનું ચિત્ર** : એમાં જમણી બાજુએ મિસરના પીરામીડો છે, ને ડાબી બાજુએ 'સ્ફીંક્સ' નામની એક પુરાતન પાષાણ-મૂર્તિ છે. આ બન્ને દૃશ્યો મિસર દેશનાં સંજ્ઞા-ચિન્હો છે. એની વિશેષ સમજ પ્રકરણ બીજાના શરુમાં આપેલી છે.



ભૂમધ્ય સમુદ્ર
આલેકઝાંડ્રીયા
ડામીરા
પોર્ટ સૈયદ
ઈસ્માઈલીઆ
કેરો
નીલા નદી
મિસર
અરબસ્તાન
નીલા નદી
સુદાન

# પ્રાચીન મિસર

## ૧ § જગઉપકારક સંસ્કૃતિ

**મહાન** ઇતિહાસ કોઇ કોઇ શબ્દમાં પણ સુગંધ મૂકે છે. ઉચ્ચાર થતાં જ કોઇ કોઇ શબ્દ મ્હેકી ઉઠતો લાગે છે. ‘મિસર’ શબ્દમાં એવો વિરલ પ્રભાવ છે. ‘મિસર’ શબ્દનો સૂર સંભળાતાં એક સો શતાબ્દીઓનો ઇતિહાસ, સહસ્ર પાંખડીના પુષ્પ પેઠે ફોરી રહે છે. એ ત્રણ અક્ષરોના રણકારમાં દશ હજાર વર્ષની તવારીખો સંભળાય છે. પ્રાચીનતાનાં પડ પછી પડ ઉખડવા લાગે છે, અને એ પ્રાચીન સંસ્કૃતિના ચોપડાને પાને પાને આખી દુનિયાની દેવાદારીનાં ઉધાર પાસાં ખેંચાયાં દીસે છે. મિસર દેશનું કર્જ આજે દુનિયામાં લગભગ આર્યાવર્ત બાદ કરતાં પ્રત્યેક માનવીના શિર પર ચડેલું જ ઉભું છે.

તપાસી જોઇએ : યુરોપી ઇતિહાસકારો કહે છે કે અત્યારે તમે પુસ્તકપોથીનો એક શબ્દ ઉકેલો છો, અથવા તો તમારા પ્રિયજન ઉપર લખાતા પત્રમાં એક અક્ષર ટપકાવો છો, તે પલકે જ મિસર દેશનું મહાઋણ તમે આપોઆપ અંગીકાર કરી લો છો. કારણ કે લખવાની લિપિની પ્રથમ પહેલી શોધ, ઇસુ પ્રભુના જન્મ પૂર્વે આઠ હજાર વર્ષ ઉપર, અને આજથી તો આશરે દસ હજાર વર્ષ ઉપર એ નીલા નદીના તટનિવાસી મિસરીઓના માથામાંથી જન્મી હતી.

યુરોપી ઇતિહાસકાર બીજી પણ વાત કહે છે: એ પૂછે છે કે તમે વ્યાપારી છો? હમેશાં ચોપડા લખતા હશો. ખતવતા હશો. વ્યાજ ગણતા હશો. સરવાળા, બાદબાકી ને ભાગાકાર ગુણાકાર કરતા હશો. એ હિસાબ કિતાબનું પ્રથમ સંશોધન પણ આ મિસરવાસીઓએ જ કર્યું હતું. સાત સો સૈકા ઉપર તો એની ગામોગામની નિશાળોમાં નાનકડા નિશાળીઆને એ હિસાબ ને આંક આજના જેવી જ અણિશુદ્ધ પદ્ધતિએ શીખવાતા હતા. હિસાબપ્રવીણ મિસરી વ્યાપારીઓ જગતમાં તે કાળે જડી આવેલા એવા તમામ સમુદ્ર–તીર પર, દૂર દૂરને બંદરે પણ પોતાનાં સફરી જહાજો હંકારી જતા અને અતિ સાહસિક વહાણવટું કરીને મુલકોમુલકના વ્યાપાર ખેડતા હતા. પ્રકટ પૃથ્વીના છેલ્લામાં છેલ્લા સીમાડા પર્યંત મિસરી વણઝારાની પોઠો વહેતી. મહેનતુ, ચાલાક અને ખંતીલા એ મિસરીઓ જે કાળે અટપટા અંકગણિતને પોતાની જીભના ટેરવા પર રમાડતા, તે વખતે આજની સુધરેલી પ્રજાઓ અજ્ઞાનમાં ગોથાં ખાતી.

તમે કદાચ કારીગર હશો. ધાતુના ઘાટ ઘડતા હશો. તમારા હાથમાં વપરાતાં પાણી પાએલા લોઢાનાં છેલ્લામાં છેલ્લી ઢબનાં ઓજારો તો એ મિસરીઓની મુઠીમાં આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે રમતાં હતાં. તે કાળનો સર્વશ્રેષ્ઠ કારીગર મિસરી જ લેખાતો. એનાં કારખાનાંમાં બનતા પદાર્થો ઉપર આખા જગતની બજારો ટોળે વળતી હતી.

તમે ધર્મક્રિયાના પુરોહિત છો? તો તમારી આજની ધર્મવિધિઓ ઉપર પણ પ્રાચીન મિસરની રેખા દોરાએલી દેખજો. તમે ધારાશાસ્ત્રી છો? તો આધુનિક ધારાશાસ્ત્ર અને ન્યાયરીતિની આગાહી આપનાર પ્રથમ કાયદો ને પ્રથમ ન્યાયતંત્ર પણ એ મિસરના જ એક સંગાથી મુલકમાં રચાયાં હતાં.

તમે બાંધકામ કરનારા, મોટા સેતુઓ બાંધનારા, પ્રચંડ ઘુમ્મટો ચડાવનારા કોઇ ઇજનેર છો? ભૂમિતિ વિદ્યાનો પરમ

આશીર્વાદ વરસાવનાર મૂળ શોધક યુકલીડનું ઋણ તમે કબુલ કરો છો ? તો ન વિસરશો કે એ ગ્રીક નર યુકલીડ પણ મિસરના આલેકઝાંડ્રીઆ નગરની પ્રાચીન ભૂમિતિ–શાળાનો જ ઋણી હતો. યુકલીડના આગમન પૂર્વે મિસરી ઇતિહાસના પ્રથમ પ્રભાતમાં જ મિસરી જરીફો ભૂમિતિના સિદ્ધાંત મુજબ જ ખેતરોની માપણી કરી સીમાડા આંકતા, જ્યારે અન્ય દેશોને તો ખેતરો જ નહોતાં. એ અસલી મિસરી ભૂમિતિવેત્તાઓની જ શોધને યુકલીડે સંપૂર્ણતાએ પહોંચાડી જગતને 'ભૂમિતિનાં મૂળ તત્ત્વો' સમર્પ્યાં, કે જે આજ પણ આપ્યાં તેવા જ સ્વરુપમાં જગત શીખી રહ્યું છે. એ જ આલેકઝાન્ડ્રીઆના પ્રાચીન ઇજનેર હાયેરોને શોધેલું વરાળયંત્ર, વીસ જ વર્ષ પૂર્વે કોઇ સ્વીડનવાસીએ ફરી શોધી કાઢ્યું છે, અને થોડા સમયમાં જ ઍટલાંટીક મહાસાગર પર એ યંત્ર વધુમાં વધુ ઝડપે વ્હાણો ચલાવશે. એ પ્રતાપ મિસરનો.

મિસરની અન્નપૂર્ણા નીલા નદીનાં મીઠાં પાણી ઉંચાં ચડાવવાની પ્રથમ યાંત્રિક કરામત પણ આર્કિમેડીઝ નામના વૈજ્ઞાનિકે શોધી, ને આજ એ કરામત થકી વરસાદની આસમાની સુલ્તાનીની લગારે પરવા કર્યા વગર, નીલાનાં પાણી પ્રત્યેક ખેતરમાં ન્હેરો વાટે વહાવીને આખા વર્ષ દરમ્યાન જે શેરડી અને કપાસના સોનામૂલા પાક મિસરીઓ ઉતારી રહ્યા છે, તે કોઇ નવા યુરોપી યંત્રવીરને આભારી નથી. નીલા નદીમાંથી આખા પ્રદેશ પર પાણી પહોંચાડનારી એ નહેરો, નહેરોમાંથી કાદવ સાફ કરવાની કરામતો, અને નદીનાં પાણી સંઘરવાની સમર્થ પાળો, એ બધાં તો પાંચ પાંચ હજાર વર્ષો પૂર્વેના 'ફેરો' પાદશાહોના વખતમાં પ્રચલિત હતાં. યુરોપ તો અત્યારે એનું અજીઠું જમે છે.

આકાશી ગ્રહતારાઓની અબોલ ગતિનો ઉકેલ કરનારી ખગોળવિદ્યા પણ સહુથી પ્રથમ મિસરમાં જ ઉતરી હતી. એનું થીબ્સ–મંદિર આજ પણ હજુ મોજૂદ છે. એ મંદિરમાં આધુનિક ખગોળના અસલ સિદ્ધાંતોના જ્ઞાનને આધારે પૂજાઓ થતી; અને એ મંદિર પ્રાચીન છે છતાં પ્રથમપહેલું નથી. એની એ જ

જગ્યા પર પૂર્વે અનેક ખગોળ-મંદિરો બંધાયાં હતાં ને નષ્ટ કરવામાં આવ્યાં હતાં. મહાન વિજેતા સિકંદરે ઇસ્વીસનની પૂર્વે જ્યારે મિસરને જીતી આલેકઝાંડ્રીઆમાં વિદ્યાપીઠ ઉઘાડી, ત્યારે એણે પણ મિસરીઓની પ્રાચીન અને હસ્તસિદ્ધ વિજ્ઞાનવિદ્યાના અભ્યાસની પ્રેરણા આપવા ઉપરાંત બીજું કશું આધિક નહોતું કર્યું. એ આલેકઝાંડ્રીઆની વેધશાળામાં જ મિસરી વિદ્યાની મદદથી એરીસ્ટાર્ચસે સૂર્યચંદ્રનાં અંતર માપ્યાં, એરાટોસ્થીનસે પૃથ્વીનું પુદ્ગળ માપ્યું, અને હીપ્પાર્કસે પહેલવહેલું પંચાંગ રચ્યું. એ લોકો તો જૂના સમયથી જાણતા હતા કે પૃથ્વી કેવી ગોળ છે, પૃથ્વીની ધરી કેટલી ઢળતી છે, ને શીત-ઉષ્ણ કટિબંધોનાં સાચેસાચાં સ્થાન કયાં છે.

આજે વિજળી બળનો જે અજાયબ વિકાસ થઇ રહ્યો છે, તેના પ્રથમ પ્રયોગો પણ એ આલેકઝાન્ડ્રીઆના પ્રયોગ-મંદિરમાં જ આજથી પચાસ-સાઠ શતકો પૂર્વે થયા હતા, થેબીઝ નગરીમાં આજે એક પ્રતિમા ઉભી છે, અને ઇતિહાસમાં લખાયું છે કે પ્રાચીન કાળમાં એ પ્રતિમાના મુખમાંથી માનુષી અવાજે ભવિષ્યવાણીએ સંભળાતી. એ પરથી બેશક સિદ્ધ થાય છે કે હજારો વર્ષ પરના પુરોહિત પૂજારીઓને પ્રતિમાઓના પોલાણમાં ઍડીસનની માફક ફોનોગ્રાફની જુક્તિઓ ગોઠવતાં આવડયું હશે.

ઔષધિઓની પ્રથમ શોધ પણ મિસરના નામ પર જમા થઇ છે. એટલા જૂના સમયમાં પણ ઔષધશાસ્ત્રનાં પુસ્તકો ત્યાં પ્રચલિત હતાં અને ખાસ ઉપચારમાં પ્રવીણ એવા ભિન્ન ભિન્ન વિષયના તબીબો હતા. દુનિયાની સહુથી પહેલી શાસ્ત્રીય વૈદક-શાળા પણ મિસરમાં જ ખોલાઇ હતી, અને નસ્તરવિદ્યા, કાપ-કૂપની પદ્ધતિ પણ ત્યાં જ શીખવાતી હતી. એ વિદ્યાનો મુલ્યવંત વારસો ગ્રીસ દેશ દ્વારા અત્યારે આપણને મળ્યો છે.

મિસર એટલે સાહિત્યરસિકોનો દેશ: કવિ હોમરની કૃતિઓ તો મિસરનો લોકવર્ગ માણતો હતો. "બે ભાઇઓ" નામની

જગતભરની પહેલવહેલી ટુંકી વાર્તા આજથી ૩ હજાર વર્ષ પર સહુથી પ્રથમ મિસરમાં જ એક આન્ના નામના લહીઆએ કાગળ પર ઉતારી હતી. તે પરથી જ એ વાર્તા યહૂદીઓની હીબ્રુ લિપિમાં "જોસેફની કથા" નામથી લખાઇ, તે પરથી ગ્રીસવાસીઓએ "હીપ્પોલીટસની કથા" ઉતારી, અને આરબોએ "અરેબીઆની રાત્રિઓ" ના સ્વરૂપમાં રચી. "ફ્ટાહોત્પુની મિસરી કહેવતો" એ દુનિયાનું જૂનામાં જૂનું પુસ્તક પણ નૈતિક તેમજ રાજદ્વારી સુત્રોથી ભરેલું પુસ્તક છે. જ્ઞાનના તરસ્યા મિસરીઓએ તો ઔષધ, ભૂમિતિ, ખગોળ, નીતિ, ઇત્યાદિ વિષય પર કૈં યુગોથી પુસ્તકો લખી લખી પ્રસરાવ્યાં છે. અને કાળના પારણામાં ઝૂલતાં આવેલાં કૈં કૈં મિસરી લોકગીતો અત્યારે યુરપના લોકસાહિત્યમાં ઉચ્ચ સ્થાને વિરાજે છે. પાંચ હજાર વર્ષની પુરાતન લોકકથાઓ આજે અક્ષરેઅક્ષર હાથ લાગી છે, અને એ દુનિયાની ભિન્ન ભિન્ન ભાષામાં ઉતરી છે. 'Book of the Deed' નામનું મિસરી પ્રજાનું બાઇબલ ગણાતું ચિત્રભાષામાં લખાએલું પુસ્તક એમ બતાવે છે કે ઇસુના અવતાર પૂર્વે બે હજાર વર્ષ પર મિસરમાં, આપણા અર્વાચીન યુગની માફક જ સચિત્ર પુસ્તકોની પ્રથા ચાલુ હતી.

મિસર એટલે સંગીતની પ્રિય ભૂમિ: એકેએક ઉચ્ચ મિસરી કુટુંબમાં પોતપોતાની રંગભૂમિ, પોતાની નટમંડળી, ગાયકો ને વાદકોની મંડળી હતી. પ્રત્યેક ગામડાને એના નિરાળા સંગીતકારો હતા. અને આજનાં યુરોપી બેન્જો તેમજ ઇટાલીનાં દિલરુબાઓ પણ એ નીલાતટનાં પ્રાચીન નિવાસીઓનાં માનીતાં તંતુવાદ્યોનાં જ કુટુંબીઓ છે.

મિસર એટલે કલાકારીગીરીની મહારાણી : મિસરી કુંભારોને શું નહોતું આવડતું ? ફુલદાનીઓ અને માળાના પારા જેવી નાજુક વસ્તુઓ પણ તે ઉતારતા, અને તેના ઉપર જીવન્ત ચિત્રકામ કરતા. કાચ બનાવવાની કરામત એને હાથ સહજ બની હતી. હાથવણાટ તો મિસરમાં ધરોધર હતો. એની શાળો ઉપરથી તો

રુપકથાઓ નીતરતી. ચામડાનો ઉદ્યોગ કેવી ઉચ્ચ કક્ષાએ ગયો હતો તે પણ આજે શોધાએલા નમૂનાઓ કહી આપે છે. અને જ્યારે આસીરીઆનો પ્રજાજન પોતાનો હિસાબ લીલી માટીમાં લખીને તે માટી અગ્નિમાં પકવતો હતો, જ્યારે યુરોપી જંગલીને હજુ હિસાબ લખવાની પણ જરુર નહોતી પડી, ત્યારે મિસરી પ્રજા તો નીલા નદીને તીરે ઉગતા છૈયામાંથી પેપીરસ નામના રસનાં પત્રો બનાવી પાકી ટકાઉ શાહી વડે પોતાના હિસાબના ચોપડા લખતો.

મિસર એટલે મહાન કબ્રસ્તાન : જગતની સાત અજાયબીઓની અંદર ગણતરી પામતા જે પહાડ શા ઉચ્ચ પીરામીડો અત્યારે મિસરના સળગતા સૂર્ય નીચે, નિર્જન વેરાનમાં ઉભા ઉભા તપે છે, તે બધા પીરામીડો મિસરના પ્રાચીન 'ફેરો' રાજાઓની આરામગાહો જ છે. એ પીરામીડનાં દેવતાઇ પરિમાણ તો તપાસો ! કુફુ નામના સમ્રાટનું શબ જ્યાં પોઢ્યું હતું, તે પીરામીડમાં ૨૦ લાખ ને ૩ હજાર શિલાઓ ચણાએલી છે. તેમાંની પ્રત્યેક શિલાનું વજન ૨½ ટનનું છે. ૧૬ એકર જેટલી જમીન ઉપર એ ચોરસ આરામગાહ ઉભી કરેલી છે. એની ચારે દિશાઓ દર ૭૬૮ ફુટની છે, અને પીરામીડની ઉંચાઇ ૪૫૯ ફુટની છે. આખો પીરામીડ નક્કર આરસપહાણનો બનાવ્યો છે, આજે મિસરી રણની રેતીમાં છેક જ દટ્ટણપટ્ટણ થઇ ગએલું મિસરી પાટનગર મેમ્ફી, એક પ્રાચીન યુગમાં ચણતરકલાને કેટલી ઉચ્ચ કોટિએ પહોંચાડી શક્યું હશે, તેની પ્રતીતિ આ પીરામીડો આપી રહેલ છે. એમાંની ઘણી ઘણી શિલાઓ તો એટલી હેરતભરી સુપ્રમાણતાથી કંડારેલી ને કોરેલી છે, કે એક બીજી શિલા વચ્ચેના સાંધા, છરીની અંદર પણ ન આવી શકે તેટલા બારીક હોવાથી કોલસા વડે કાળી રેખા દોરીને પછી જ્યી ખેંચવામાં આવે છે. સુક્ષ્મદર્શક યંત્રની સહાય લેવી પડે એટલી બધી સરખાઇથી એ પચાસ પચાસ મણની શિલાઓ ઘડવામાં આવી હતી. ખુબી તો એ છે કે એના પાયા રેતાળ

પ્રદેશમાં નખાયા છતાં, હજુ આજે જ ચણ્યો હોય એવો એ અખંડ સુરક્ષિત છે. એક એક લાખ મજૂરોને બોલાવી, ત્રણ ત્રણ માસ સુધી કામે રોકી મુક્ત કરવામાં આવતા હતા, અને એ રીતે સતત એક લાખ મનુષ્યોની સંખ્યાએ વીસ વર્ષને અંતે કુફુ રાજાની આરામગાહ પૂરી કરી હતી. ફક્ત ચણતર કલાનું જ નહિ, પણ યાંત્રિક ગોઠવણનું પણ આ પરથી ઉંચું અનુમાન બંધાય છે, એ પ્રચંડ શિલાઓને ઉંચી ચડાવવા માટે આજની 'ક્રેનો' જેવાં યંત્રો તો તે વખતે નહોતાં તેથી ઉત્તરોત્તર માટીના ટેકરા બનાવી શિલાઓ ઉંચે ચડાવેલી. છતાં આજે ત્યાં માટીના ટેકરાનું તો ચિન્હ સરખું પણ નથી.

દૂરદૂર અરબસ્તાનની પત્થરખાણોમાંથી પાટાગાડી બાંધીને એ શિલાઓ લાવવામાં આવતી. અને પછી ત્રાપાઓ ઉપર ચડાવીને નીલા નદીને સામે પાર ઉતારવામાં આવતી હતી. એ બધી કરામતો ઉપર વિચાર કરતાં અત્યારની સમર્થ ઇજનેરી શક્તિઓ તાજ્જુબીમાં ગરક બને છે. બીજો એક પીરામીડ કે જે સમ્રાટ ખેફ્રોસની આરામગાહ હતો, તે રણની રેતીના ૭૬૪ ફુટનો ચોરસ ઘેરાવો રોકીને ઉભો છે, અને ૪૬૭ ફુટની ઉંચાઇએ ગગનને વીંધી રહ્યો છે. અમેરિકાની કોઇ પણ આધુનિક અટારી એના જેટલી ઉંચી નથી. ને જ્યારે, આ પીરામીડો ખડા થતા હતા, ત્યારે તો મિસર 'પુરાતન દેશ' થઇ ચૂકયો હતો. એના કેટલાક રાજાઓની કબરો તો એકેક હજાર વર્ષની પુરાણી ગણાતી હતી. લોકકથાઓ પણ એ કબરો સાથે જોડાઇ ગઇ હતી. જે પ્રજાએ પોતાનાં આવાં ચિરંજીવી અને કાળનાં જડબાં તોડનારાં સ્મારકો ઉભા કર્યાં, તે પ્રજા પાંચ હજાર વર્ષો પૂર્વે કેટલી ગર્વભરી અને આત્મભાન વાળી હોવી જોઇએ એ વાત પણ વિચારવા જેવી છે.

બાહેર આવી કિલ્લેબંદી હતી, ને ભીતરમાં પણ એનાં પ્રવેશદ્વારો તેમજ રાજાનું શબ-ગૃહ તો એટલી યુક્તિપ્રયુક્તિથી છુપાએલાં રાખવામાં આવતાં કે ફક્ત ત્યાંના ચોકીદારો ને પુરોહિતોને જ એ

રૂપકથાઓ નીતરતી. ચામડાનો ઉદ્યોગ કેવી ઉચ્ચ કક્ષાએ ગયો હતો તે પણ આજે શોધાએલા નમૂનાઓ કહી આપે છે. અને જ્યારે આસીરીઆનો પ્રજાજન પોતાનો હિસાબ લીલી માટીમાં લખીને તે માટી અગ્નિમાં પકવતો હતો, જ્યારે યુરોપી જંગલીને હજુ હિસાબ લખવાની પણ જરુર નહોતી પડી, ત્યારે મિસરી પ્રજા તો નીલા નદીને તીરે ઉગતા છોડમાંથી પેપીરસ નામના રસનાં પત્રો બનાવી પાકી ટકાઉ શાહી વડે પોતાના હિસાબના ચોપડા લખતો.

મિસર એટલે મહાન કબ્રસ્તાન : જગતની સાત અજાયબીઓની અંદર ગણતરી પામતા જે પહાડ શા ઉચ્ચ પીરામીડો અત્યારે મિસરના સળગતા સૂર્ય નીચે, નિર્જન વેરાનમાં ઉભા ઉભા તપે છે, તે બધા પીરામીડો મિસરના પ્રાચીન 'ફેરો' રાજાઓની આરામગાહો જ છે. એ પીરામીડનાં દેવતાઇ પરિમાણ તો તપાસો ! કુફુ નામના સમ્રાટનું શબ જ્યાં પોઢ્યું હતું, તે પીરામીડમાં ૨૦ લાખ ને ૩ હજાર શિલાઓ ચણાએલી છે. તેમાંની પ્રત્યેક શિલાનું વજન ૨½ ટનનું છે. ૧૬ એકર જેટલી જમીન ઉપર એ ચોરસ આરામગાહ ઉભી કરેલી છે. એની ચારે દિશાઓ દર ૭૬૮ ફુટની છે, અને પીરામીડની ઉંચાઇ ૪૫૯ ફુટની છે. આખો પીરામીડ નક્કર આરસપહાણનો બનાવ્યો છે, આજે મિસરી રણની રેતીમાં છેક જ દટ્ટણપટ્ટણ થઇ ગએલું મિસરી પાટનગર મેમ્ફી, એક પ્રાચીન યુગમાં ચણતરકલાને કેટલી ઉચ્ચ કોટિએ પહોંચાડી શક્યું હશે, તેની પ્રતીતિ આ પીરામીડો આપી રહેલ છે. એમાંની ઘણી ઘણી શિલાઓ તો એટલી હેરતભરી સુપ્રમાણતાથી કંડારેલી ને કોરેલી છે, કે એક બીજી શિલા વચ્ચેના સાંધા, છીણીની અંદર પણ ન આવી શકે તેટલા બારીક હોવાથી કોલસા વડે કાળી રેખા દોરીને પછી છીણી ખેંચવામાં આવે છે. સુક્ષ્મદર્શક યંત્રની સહાય લેવી પડે એટલી બધી સરખાઇથી એ પચાસ પચાસ મણની શિલાઓ ઘડવામાં આવી હતી. ખુબી તો એ છે કે એના પાયા રેતાળ

પ્રદેશમાં નખાયા છતાં, હજુ આજે જ ચણ્યો હોય એવો એ અખંડ સુરક્ષિત છે. એક એક લાખ મજૂરોને બોલાવી, ત્રણ ત્રણ માસ સુધી કામે રોકી મુક્ત કરવામાં આવતા હતા, અને એ રીતે સતત એક લાખ મનુષ્યોની સંખ્યાએ વીસ વર્ષને અંતે કુફુ રાજાની આરામગાહ પૂરી કરી હતી. ફક્ત ચણતર કલાનું જ નહિ, પણ યાંત્રિક ગોઠવણનું પણ આ પરથી ઉંચું અનુમાન બંધાય છે, એ પ્રચંડ શિલાઓને ઉંચી ચડાવવા માટે આજની 'ક્રેનો' જેવાં યંત્રો તો તે વખતે નહોતાં તેથી ઉત્તરોત્તર માટીના ટેકરા બનાવી શિલાઓ ઉંચે ચડાવેલી. છતાં આજે ત્યાં માટીના ટેકરાનું તો ચિન્હ સરખું પણ નથી.

દૂરદૂર અરબસ્તાનની પત્થરખાણોમાંથી પાટાગાડી બાંધીને એ શિલાઓ લાવવામાં આવતી. અને પછી ત્રાપાઓ ઉપર ચડાવીને નીલા નદીને સામે પાર ઉતારવામાં આવતી હતી. એ બધી કરામતો ઉપર વિચાર કરતાં અત્યારની સમર્થ ઇજનેરી શક્તિઓ તાજ્જુબીમાં ગરક બને છે. બીજો એક પીરામીડ કે જે સમ્રાટ ખેફ્રેસની આરામગાહ હતો, તે રણની રેતીના ૭૬૪ ફુટનો ચોરસ ઘેરાવો રોકીને ઉભો છે, અને ૪૬૭ ફુટની ઉંચાઇએ ગગનને વીંધી રહ્યો છે. અમેરિકાની કોઇ પણ આધુનિક અટારી એના જેટલી ઉંચી નથી. ને જ્યારે, આ પીરામીડો ખડા થતા હતા, ત્યારે તો મિસર 'પુરાતન દેશ' થઇ ચૂક્યો હતો. એના કેટલાક રાજાઓની કબરો તો અકેક હજાર વર્ષની પુરાણી ગણાતી હતી. લોકકથાઓ પણ એ કબરો સાથે જોડાઇ ગઇ હતી. જે પ્રજાએ પોતાનાં આવાં ચિરંજીવી અને કાળનાં જડબાં તોડનારાં સ્મારકો ઉભા કર્યાં, તે પ્રજા પાંચ હજાર વર્ષો પૂર્વે કેટલી ગર્વભરી અને આત્મભાન વાળી હોવી જોઇએ એ વાત પણ વિચારવા જેવી છે.

બાહેર આવી કિલ્લેબંદી હતી, ને ભીતરમાં પણ એનાં પ્રવેશદ્વારો તેમજ રાજાનું શબ—ગૃહ તો એટલી યુક્તિપ્રયુક્તિથી છુપાએલાં રાખવામાં આવતાં કે ફક્ત ત્યાંના ચોકીદારો ને પુરોહિતોને જ એ

ગુપ્ત માર્ગોની ભીતરમાં ગલીકુંચી માલૂમ હતી. આરબ ચોરો વગેરે દ્રવ્યના લોભી મનુષ્યોની તમામ ચાતુરી સામે આ બધી કરામતો કરવી પડતી હતી. એવા ગુપ્ત ખંડની અંદર મિસરી સમ્રાટનું શબ પોઢાડવામાં આવતું. એ શબને 'મમ્મી' નામે ઓળખવામાં આવે છે. પ્રાણ નીકળી ગયા પછી દિવસોનાં દિવસ પર્યંત મિસરી અંધોળ–નિપુણો એ મૃતદેહને સુગંધી ઔષધિઓ વડે સ્નાન કરાવી, એના અંદરના ભાગનાં અમુક અમુક માંસો ખોતરી નાખી, ઔષધિઓનાં લેપન દઇ, અમુલખ શણગારો સજાવી, અસ્ત્રશસ્ત્રો અને રાજસત્તાનાં અમૂલ ચિન્હો ધારણ કરાવી, ખાસ તૈયાર કરાવેલી પેટીઓમાં એ રાજદેહોને પોઢાડતા હતા. પેટીઓ ઉપર પણ લખલૂટ દ્રવ્ય ખરચીને નકસી કોતરકામ કરાવવામાં આવતું. અને પછી એ જવાહિરજડિત ને સુવર્ણમઢ્યા રાજદેહને રક્ષવા માટે પેટી ઉપર સ્હેલાઇથી ન તુટે તેવી રીતે ચાપડા જડી લેવામાં આવતા.

આજે યુરોપી સંશોધકોએ આ પીરામીડોના ગર્ભદ્વારમાં પેસીને પાંચ પાંચ સાત સાત હજાર વર્ષો પૂર્વેનાં સૂતેલાં શબો તપાસ્યાં છે. એ શબની છાતી પર મૂકાએલા ચિત્ર–લિપિવાળા કાગળો ઉકેલ્યાં છે. આરામગાહોની રચના, જવાહિરોના કે દરદાગીનાના ઘાટ વગેરેના દેખાવ પરથી તે પ્રાચીન મિસરની સંસ્કૃતિ વાંચી લીધી છે અને અચરજ અનુભવેલ છે.

પ્રાચીન મિસર એટલે પ્રતિમાઓનો પૂજક: એ ધાર્મિક વ્હેમની વાતને વચ્ચે ન લાવતાં એનાં તમામ દેવદેવીઓની પ્રતિમાઓ તરફ દૃષ્ટિ રાખીએ, તો મિસરના પાષાણયુગની જાહોજલાલી આપણને સમજાય છે. રાજાઓની અને દેવતાઓની પ્રત્યેક મૂર્તિમાં મિસરી શિલ્પીઓએ સુડોલતા, સરખાં માપ અને ગાંભીર્ય રેડી દીધાં છે. મિસરી દેવાલયોની કમાનો, સ્થંભો, ઘુમ્મટો ને મૂર્તિઓનું શિલ્પસ્થાપત્ય માનવજાતિના પ્રથમ પ્રભાતમાં પણ જો આટલી કક્ષાએ ચડેલું હતું, તો એની સંસ્કૃતિ કેવી હશે, એ સંસ્કૃતિને પ્રસરાવનારી પ્રજા કેટલી નિશ્ચિંત, શાંત ને સ્વસ્થ હશે,

એ કલા હુન્નરને જન્મ દેનાર માનસ કેટલું સ્વચ્છ, સુવિકસિત અને સુંદર હશે, તેની ત્રિરાશી બાંધવી કઠિન નથી.

## ૨§ કુદરતી અનુકૂલતા

જગત–સંસ્કૃતિના પાયા ખોદનારા તમામ દેશોની ભૌગોલિક સ્થિતિ તપાસતાં જડી આવશે કે એવા દેશોને કુદરતે એકાન્તમાં જ બેસારેલા હતા. દુનિયાના આંતર્વ્યવહારના ધોરી માર્ગો પર ઉભેલા પ્રદેશોએ ખરી સંસ્કૃતિ સરજાવેલી જ નથી. હિન્દ, બેબીલોન કે મિસરનાં દૃષ્ટાંતો નિહાળો : દુર્ગમ પહાડો, રેતીનાં સળગતાં રણો અને ઝાડી જંગલો વચ્ચે જ એ દેશો લપાએલા હતા. અને એના કિનારાને પ્રક્ષાળી રહેલા સમુદ્રો પણ એટલા સાંકડા, તોફાની ને વિકટ હતા, કે સાગરના સામાન્ય પ્રવાસીઓ એથી છેટે રહીને જ ચાલ્યા જવાનું પસંદ કરતા.

આવી એકલતા આજે આપણને આધુનિકોને તો સંસ્કાર-પ્રાપ્તિની વિરોધી દિસે છે. પરંતુ આ પ્રાચીન દેશોને તો ઉલટું એ એકાંતે જ સંસ્કારો ખીલવવાની અનુકૂલતા કરી આપી હતી. કેમકે બહારની દુનિયાની ધક્કામુક્કી ખાનારાઓને સંસ્કૃતિ સર્જવા માટેની શાંતિ મળતી નથી. મિસર દેશ બહારની સતાવણીમાંથી બચી શકયો ત્યાં સુધી જ કલા, હુન્નર અને ધર્મનું એકાગ્રતાથી આરાધન કરી શકયો.

એ બચાવ કરનાર મજબૂત કિલ્લો કુદરતે મિસરને આપ્યો હતો. મિસર દેશ આવી રીતે રચાયો છે : પશ્ચિમે આફ્રિકાનું નજીવી જંગલી વસ્તીવાળું વિશાળ રણ : પૂર્વમાં પણ નાનું રણ, પછી લાલ સમુદ્ર, ને પછી અરબસ્તાનનું નિર્જન રણ : ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર : ને દક્ષિણે દુર્ભેદ્ય પર્વતમાલા, કે જેની વચ્ચે થઇને નીલા નદી વહે છે. તેથી પણ આગળ સેંકડો ગાઉ સુધી ન્યૂબીઆ દેશની ઉજ્જડ જમીન : આની વચ્ચે સૃજનજૂના કોઇ સમયમાં નીલા

નદી વહેવા માંડી હશે. હજારો વર્ષ પૂર્વે નીલાએ પોતાનાં મહા-પૂરનાં તાંડવ એ રણમાં આદર્યાં હશે. વારંવાર એ સ્વચ્છંદી સરિતાએ પોતાના પ્રવાહો બદલાવી રેતીના રણમાં ઉપરવાસનો કાળો કાંપ જમાવ્યો હશે. વારંવાર નવાં વ્હેનનું ખોદાણ કર્યું, કરી કરીને કાદવ પૂર્યો, ને આખરે એ મહાન રણની પાસેથી આ તોફાની નદીએ, જબરદસ્તી વાપરી, આઠથી સોળ ગાઉની પહોળી અને ફક્ત બસો એંસી ગાઉની લાંબી એક રસાળ ખીણ પોતાને કબ્જે કરી લીધી. કોઇ કોઇ ઠેકાણે તો એ ખીણની પહોળાઇ પાંચ જ ગાઉ, ને કોઇ ઠેકાણે તો થોડાએક વાર જ જમીન રોકી શકી છે. એની ચતુર્દિશા નકશામાં ચાહે તેટલી બતાવવામાં આવતી હોય, પરંતુ વસવાટ લાયક જમીન તો મિસરમાં ૮૦ લાખ એકરથી એક તસુ પણ વધારે નથી.

આ રીતે મિસર દુનિયામાં સહુથી વધુ સાંકડો દેશ છે, અને એ સંકડામણની ચોપાસ પરદેશીઓ પગ ન દઇ શકે તેવા રણના અને ફોડાંના જીવલેણ ફાંસલા કુદરતે ગોઠવ્યા હતા. પાડોસી પ્રદેશો ઉજ્જડ હતા, ને વસેલા હતા તે પણ ગરીબ જંગલીઓ વડે. ક્વચિત ક્વચિત તેઓ મિસરને જીતી લેતા, પણ ટકી શકતા નહિ, મિસરની સંસ્કૃતિને કાયમી જફા પહોંચાડી શકતા નહિ.

સુરક્ષિતતાની સાથે વળી ફળદ્રૂપતાનો સંગમ થયો હતો. એ 'કામટ' દેશની કાળી ભૂમિ પર પાક પેદા કરવાનું તો અતિ સ્હેલ હતું. છતાં અન્ય કેટલાક દેશોમાં ફળો જેમ આપોઆપ ઉગીને મ્હોંમાં ટપકી પડે ને એ મોજમજાહ કરતી પ્રમાદી પ્રજા ચૈતન્ય ગુમાવી બેસે, તેવું આંહી મિસરમાં નહોતું થયું. મિસરના નિવાસીને તો ખેતરો ખેડવાં પડતાં, ને પશુઓ ચારવાં પડતાં. પ્રમાદ કરનારાઓને કુદરત બરકત નહોતી દેતી. મિસરવાસી આ સંયોગોને લીધે સ્થિર મનનો ખેડુત બન્યો, ગંભીર ને ઉદ્યમશીલ બન્યો. અને એવા બલવંત સંસ્કારો ખીલાવી શકયો કે આખી દુનિયાએ ઉપાડી તો પણ એ લક્ષ્મી અખૂટ જ રહી. એથી

કરીને જ અન્ય પ્રજાઓ હજુ તો જ્યારે પોતાની શિયાળુ નિદ્રામાં પડી હતી, બરફ પણ પીગળ્યો નહોતો, તેવી વિશ્વ-પરોઢની મ્હેલામાં વ્હેલી પળે મિસરી સંસ્કૃતિની પુષ્પકળી માનવજાતિના ફુલઝાડને બેઠી હતી.

કાળના વહેવા સાથે નવાં બળો આવ્યાં. દેશમાં સખ્ત રાજબંધારણ બન્યું, સમાજની મક્કમ રચના થઇ, હુન્નર ને વ્યાપાર વધ્યા. ન્યુબીઆના હાથીદાંત, એશીઆનું સોનું, ને અરબસ્તાનનાં હીરા તથા અત્તરો લેવા મિસરી વ્યાપારીઓ અનાજ, કાપડ અને તેલ ભરી ભરી વણઝાર કાઢતા હતા. વળી પાછી સદીઓ વીતી, અરાજકતાનો યુગ બેઠો, યુદ્ધો મચ્યાં અને કલા, કારીગરી, વ્યાપાર, તમામનાં વળતાં પાણી થયાં. પરંતુ ફરીવાર અંધાધુંધી શમી જતાં પ્રજા આગળ વધી. શ્વેત વસ્ત્રો, ત્રાંબાનાં શસ્ત્રો, ને હીરાજડિત પટ્ટાઓ વપરાવા લાગ્યાં. મધપૂડાની માફક આખો મુલક ઉદ્યમવંત બની ગયો. અનાજની તો બરકત હતી. આફ્રિકા દેશની મધ્ય ભૂરેખાઓ પર ઉભેલાં મીઠાં પાણીનાં મોટાં સરોવરોમાંથી, મિસરની માતા સમાન નીલા નદી ચાલી નીકળે છે અને આબીસીનીઆ દેશના ડુંગરાઓ પોતાના ઓગળેલા બરફનાં ધોધમાર પાણી સળગતે ઉનાળે નીલભદ્રા માતાના પ્રવાહમાં ઠલવતા આવે છે. છેક જૂન માસની અધવચમાંથી મિસરીઓ નદીમાં નવાં પાણીનો ચડતો જુવાળ જોઇ શકતા, પ્રથમ એ પાણી ડુંગરા પરના કાંપથી રંગાઇને રતાશ પડતું દેખાતું, પછી લીલું ને રોગકર્તા બની જતું. તે પૂર્વેથી જ મિસરીઓ ટાંકીઓ ભરી ભરીને મીઠા પાણીનો સંઘરો કરી લેતા અને ઑગસ્ટ માસના આરંભમાં તો નીલભદ્રા ગાંડીતૂર બનતી. કિનારેથી ગોવાળો ને ખેડુતો દોડાદોડ પોતાના પશુઓને હાંકી જતા, અને બન્ને કિનારે સૈલોના મૈલો સુધી નીલા રેલતી. ખેતરોને પાણી પાતી. ગામડાં ટાપુઓ જેવાં બની જતાં. હૂબહૂ જલપ્રલય દેખાતો. ઘરબાર જોખમાતાં. જમીંદોસ્ત પણ થતાં. સપ્ટેમ્બરમાં પૂર ઉંચામાં ઉંચે ચડી એક માસ

સ્થિરતા ધરતાં. નવેમ્બરમાં આખી ધરતી પર વાવેતર થતું. અઢળક પાક માર્ચ એપ્રીલમાં ઉતરતો.

પછી તો ભૂમધ્ય સમુદ્રમાં વ્યાપાર કરવા સાઠ સાઠ હલેસાંનાં વ્હાણો બંધાયાં અને ક્રીટ તથા સીરીઆના તીરથી પણ વ્હાણ આવી નાંગરતાં થયાં. બેબીલોનના નિવાસીઓ, અને પછી તો અરબસ્તાનીઓ પણ ઘણી જૂની સંસ્કૃતિ લઇને આવ્યા. તેઓએ પોતાનાં ત્રાંબાનાં શસ્ત્રો વડે વિજય વર્તાવી જૂદિ જૂદિ જાતિઓને એકત્ર કરી. ખેતીની નવી પદ્ધતિઓ, નવા ધારાધોરણો અને નીલ નદીમાંથી વાવેતરનું પાણી લેવાની નહેરો રચાઇ. પ્રગતિ વધતાં પંચાગ શોધાયું, વર્ષ, માસ, દિવસો વગેરે કાળ-ગણના નક્કી થઇ, કે જે આજ આખી પૃથ્વી પર પ્રચલિત છે. રમતગમતો, કળાહુન્નરો, રંગરોગાનો, તમામમાં નવું શોધક બળ સ્ફુરવા લાગ્યું. મેમ્ફી નામનું મહા નગર પાટનગર બન્યું. ગઢ-કિલ્લા બંધાયા. જંગલો ઉચ્છેદીને ખેતીવાડી માટે જમીન ખુલ્લી થવા લાગી, મોજણીદારોની મદદથી નહેરોની રચના નક્કી થઇ અને રાજવંશની સમગ્ર કીર્તિ જમીન પર અવલંબતી હોવાનું સમજી જનાર રાજાઓએ પોતાનું બધું ચિત્ત ને વિત્ત ખેતીન સાધનો સરલ બનાવવામાં જ રોકી દીધું. અત્યારે મિસરમાંથી સાંગોપાંગ હાથ આવેલી પ્રાચીન લોકકથાનો આધાર લઇ જ્યારે આપણે એ પૂરાતન સમયના મિસરી નિત્ય-જીવનની અંદર એક ડોકીઉં કરીએ છીએ, ત્યારે એ હજારો વર્ષ પર સંતોષથી અવિશ્રાંત ઉદ્યમ કરનારા મિસરીઓ પ્રતિ આપણને માન ઉપજે છે. અને એક બાટા નામનો પામર ખેડુત પણ પોતાની શક્તિથી રાજસિંહાસને બેસી શક્યો હતો એવું પણ શોધાયું છે.

## ૩ § ચડતી પડતી

એક પછી એક રાજવંશો આવતા ગયા અને એની સલ્તનતો સમાપ્ત થતી ગઇ. શાસનવિસ્તાર, સંસ્કૃતિ-વિકાસ, કલાહુન્નરની ખીલવટ, કાયદાકારોબારની ચોકસતા, અધ્યાત્મ-વાદ અને પ્રજાસુખ : એ તમામને આગળ ધપાવતી એક

પછી એક રાજવંશાવળીમાં પીરામીડના પાદશાહોની પાદશાહત પણ ત્રીજા અનુક્રમમાં બેઠી અને ચાલી ગઇ. એમ કરતાં પાંચમી પાદશાહત દરમીઆન ઉમરાવોની સત્તા ધીરે ધીરે વધતી ગઈ અને તેઓ પોતપોતાનાં પરગણાના ધરારધણી બની બેઠા. અન્ય મુલ્કો પર ચડાઇ કરીને વિજય મેળવતી વેળા પણ મિસરી શહેનશાહને બદલે એ સરદારોનાં અંગત નામનિશાન જ ચાલવા લાગ્યાં. છઠ્ઠી સલ્તનત બેઠી તેમ સરદારોની સત્તા કાબુ બહાર જ ચાલી ગઈ. છઠ્ઠીના અંતમાં અરાજકતા પ્રસરી. સરદારોએ વારા ફરતી રાજ કરવાના સિદ્ધાંત પર દેશનું શાસન રચ્યું, પરંતુ પ્રત્યેક સરદારનું અસલ હિત પોતપોતાના પ્રાંત પૂરતું જ હોવાથી એ વહીવટ ચાલી શક્યો નહિ.

સાતમો વંશ શરુ થયો. સીત્તેર દિવસમાં સોત્તેર રાજાઓ થયા. ને એ રીતે સત્તર [illegible] વર્ષ સુધી ટકેલું પ્રાચીન રાજ્ય નાબૂદ થઇ ગયું. પર[illegible] [illegible]યુષ્ય દરમીઆન જે સંસ્કૃતિ ખીલી નીકળી [illegible] માથે રાખાપી શકાય તેવી એક પણ પ્રગતિ અ[illegible] [illegible] સ્થાપત્ય કલામાં એ પ્રાચીન રાજ્યે સ[illegible] [illegible]ાજે [illegible]ડોમાં પ્રગટ ઉભી છે. આજ પણ એ [illegible]

મધ્યમ [illegible] પર હતા અને પોતપોતાના પ્રાંતોનું સુવ્યવસ્[illegible] [illegible] ચલાવી રહ્યા હતા. પરંતુ મિસરની ભૌગોલિક [illegible] એવી હતો કે, છૂટાંછવાયાં સ્થાનિક રાજશાસનો [illegible] પદ્ધતિ નિષ્ફળ જ નીવડે. દષ્ટાંત તરીકે નીલા નદીનું [illegible] નેમર આખાનું જીવન કહેવાય. અને એક પ્રાંતનો સરદાર પોતાની નહેરો સુવ્યવસ્થિત રાખે. પરંતુ અન્ય પ્રાંત વાટેથી એને વ્યાજબી હિસ્સે પાણી આવવા જ કોણ આપવાનું હતું ? એ કારણે 'ફેરો'ની કેન્દ્રસ્થ સત્તા નાબૂદ થવાની સાથે જ મિસરની કુદરતી સંપત્તિ વેડફાવા લાગી. પ્રજા પર દુષ્કાળો ઝઝૂમતા થયા. દેશ સમસ્તના હિતને કારણ ખંડણી લેતી, વેઠ ફરમાવતી, ને સૈન્ય માગતી રાજસત્તા કડવી લાગી એટલે ઉઠાવીને ફેંકી

દેવામાં આવી, પણ તખ્તના ટુકડા થવાની સાથે જ રાષ્ટ્રહિતના પણ ખંડો પડી ગયા. મારામારી ચાલી, દેવાલયોની પરસ્પર નિર્દય લૂંટ ચાલી, લૂંટારાઓ શબ ઉપરના શણગારો છીનવી જવા આરામગાહો તોડવા લાગ્યા. રાજાઓનાં શબો પીરામીડો-માંથી ખોદાતાં થયાં. પ્રતિમાઓ, પૂતળાંઓ, શિલાલેખો, તમામના ચૂરા થયા. પ્રાંતેપ્રાંત વચ્ચે શત્રુભાવે સંગ્રામ મંડાયો.

પરંતુ ઇતિહાસ તો પુનરાવર્તન પામતો જ રહ્યો છે. એટલે ફરીવાર રાજકુલમાંથી એક વિજેતા ઉઠયો ને એણે આઠમી પાદ-શાહી સ્થાપી મેમ્ફીઝ નગરમાં સિંહાસન માંડયું. તે પછી એ વંશને પછાડી એક પ્રાંતના સમર્થ સૂબાએ પોતાનો વંશ ચલાવ્યો. પછી તેમાંથી જ નવનવી વંશવેલો ફાલી.

બારમો વંશ તે મિસરનો સુવર્ણયુગ કહેવાય છે. બે શતાબ્દી સુધી એ વંશના અગ્રપદે ઉદ્યમ અને બુદ્ધિનો વિકાસ વર્ત્યો હતો. છિન્નભિન્ન થઇ નબળા પડેલા એ રાષ્ટ્રને ઉત્તર તેમજ દક્ષિણ સીમાડા પરથી આવતા વિદેશી હલ્લા સામે રક્ષી રાખનાર એક સમર્થ માનવી ઇ. સ. પૂર્વે બે હજાર ને ત્રણસો વર્ષ પર મિસરના જીવન–મૃત્યુના નિર્ણયને છેલ્લે કલાકે પણ તખ્ત પર આવી પહોંચ્યો. એ બાદશાહનું નામ 'એમેન–એમ્હેહ'. એને શમશેર વીંઝતા પણ આવડયું ને રાજતંત્ર ચલાવતાં પણ આવડયું. ઉમ-રાવોની સત્તાના એણે ચૂરા કર્યા, એટલે લોકસમુદાયના સાધારણ મનુષ્યોને પોતાની શક્તિથી રાજમાં ઉચ્ચ પદવી પર ચડવાનો માર્ગ ખુલ્લો થયો. પ્રત્યેક પ્રાંત પોતાના મ્હેસૂલનો ચોકખો વધારો મધ્યસ્થ ખજાનામાં જમા કરાવે, વર્ષોવર્ષ જે પ્રાંતનો પાક નબળો હોય તેને એ ભંડોળમાંથી સહાય પહોંચાડી શકાય, હિસાબી તપાસ–અમલદારો પ્રાંતે પ્રાંતે ફરી રાજવહીવટી ચોપડા તપાસે, નીલાનદીનાં પાણીની પણ માપણી થાય, અને ત્રીસ ત્રીસ માઇલના લાંબા બંધો બાંધીને સાડા સાતસો ચોરસ માઇલનાં તો સરોવરો તૈયાર થાય, નીલાની નહેર વાટે એમાં પાણી ભરાય, કે જેથી કરીને નીલા છલકે ત્યારે વાવેતરની જમીનને બોળી ન

નાખે, અને ઉલટું વધારાના પાણીનો એ રીતે કરી લીધેલો મોટો સંઘરો નદી ઉતરી જાય તે સમયે વાવેતરના કામમાં આવે: એ બધું, આજ વીસમી સદીના બુદ્ધિપ્રધાન યુગને પણ હંફાવનારું ભગીરથ શાસન પાંચ હજાર વર્ષ પૂર્વેનાં મિસરી રાજપ્રજાએ પાર ઉતારી નાખ્યું હતું. ૨૭ હજાર એકર વેરાન પડેલી જમીનને એ સરોવરના સંઘરા વડે ફળદ્રૂપ બનાવવામાં આવી હતી. ત્રાંબું ઇત્યાદિ ધાતુઓ માટે સીનાઇ પહાડો પર વારંવાર ચડાઇ કરવી પડતી તેને બદલે ચતુર રાજાઓએ ત્યાં પોતાનાં સંસ્થાનો જ વસાવી દીધાં હતાં.

બારમા રાજવંશની સમાપ્તિ થતાં ફરીવાર પાછો પડતીનો, અંધાધુંધીનો, સરદારોના સત્તાલોભનો, ને પરદેશી ચડાઇઓનો માઠો યુગ બેઠો. 'હાઇક્સોસ' નામના વિદેશી ભરવાડ વિજેતાઓએ પોતાનો રાજવંશ સ્થાપી દીધો. તેઓએ મિસરનાં નગરો બાળ્યાં ને દેવાલયો તોડ્યાં. પછી તો યહૂદીઓ પણ આવીને વસ્યા. અને એમ થાતાં ઓગણીસમા રાજવંશ ઉપર ધર્મગુરુઓનું મહા જોર જામી પડ્યું. રાજાઓ ધર્માચાર્યોના હાથમાં રમકડાં બની ગયાં. રાજની તમામ સત્તા તેઓની ચપટીમાં ચોળાઇ ગઇ, રાજા રામેસીસ બારમાને તખ્ત પરથી નીચે ગબડાવી હેરીહોર નામનો ધર્માચાર્ય ચડી બેઠો. ઠેરઠેર ધર્મગુરૂઓએ સુબાગીરી પચાવી પાડી. અને એ શાસનમાં દેશ ત્રાહિ! ત્રાહિ! પોકારી ગયો. આરામગાહોની લૂંટફાટ તો ધંધો બની ગઇ. પછી મિસર આસીરીઆને કબ્જે ગયું. પછી થોડે કાળે ઇરાનની સત્તા ચડી. એ ઇરાની વિજેતા કેમ્બેસીઝે તો આવીને રાજવંશીઓની કતલ કરી, દેવાલયોને ઉચ્છેદ્યાં, અને મિસરીઓની દેવતા–પૂજા ઉપર કેર ગુજાર્યો. અને ઇ. સ. પૂર્વે ૩૩૨માં જગત–વિજેતા સિકંદરનું આગમન થયું ત્યાં સુધીમાં તો ૨૮ થી ૩૦ સુધીના ત્રણ વંશો ઓલવાતી આગના છેલ્લા અંગારા જેવા ઝબૂકી ઝબૂકીને બુઝાઇ ગયા.

ગ્રીક વિજેતા સિકંદરનું આગમન મિસરી પ્રજાને દૈવ-પ્રેરિત મહાન ઉદ્ધારકના આગમન સમાન લાગ્યું. કેમકે ધર્મ-

કલાની ઉચ્છેદક ઇરાની શહેનશાહતનાં નિર્દય શાસનથી પ્રજા નીચોવાઇ ગઇ હતી. ગ્રીક વિજેતાએ આવીને 'આલેગ્ઝાન્ડીયા' નામે નગરનાં તોરણ બાંધી પોતાના નામનું સ્મારક કર્યું. ગ્રીક-મિસરી પ્રજાના પુનિત હસ્તમિલાપ સમાન આ મહાનગરમાં ગણિત, ખગોળ, ચિત્ર, વ્યાપાર, ઇત્યાદિની જાણે કે વિશ્વવિદ્યાપીઠ સ્થપાઇ ગઇ. પોતાની પાછળ સિકંદરશાહ પ્ટોલેમી નામના જે સરદારને મિસર સંભાળવા મેલી ગયો એણે મિસરના ધર્મ તેમ જ રીતરીવાજને પૂરેપૂરું માન આપ્યું. પરંતુ એ વંશની જે છેલ્લી મહારાણી કલીઓપેટ્રા આવી, તેના કાતિલ સૌંદર્યે સીઝર અને એન્ટની સરીખા રોમન મહારથીઓને મુગ્ધ કરી પોતાના રુપની મદિરા પીવાડી. એ વિલાસઘેલી સુંદરીના સુરાપાનની એકેક પ્યાલીમાં લાખોનાં મહામૂલાં મોતી ઓગળી જતાં. અને મિસરી માતાનું અઢળક દ્રવ્ય એ મદિરાક્ષી મહિષીના સેજ-શણગારોમાં, નૌકાવિહારોમાં, વસ્ત્રાભૂષણોમાં નીચોવાઇ ગયું. પોતાના વાસના-સુખને કાજે જીવતાં મનુષ્યોનો સંહાર, એ તો એની નજરોનજર આંખોના એક પલકારા વિના થઇ શકતો. એની લાલસાના રૂપ ખંર સળગતા અગ્નિકુંડમાં ભલભલાઓની ભસ્મ થઇ ગઇ છે. આખરે રોમની એ પ્રાણ હરનારી ઉપર, એની ભુરકીમાં ન અંજાય તેવો એક નર ચઢી આવ્યો, અને પોતાનાં સૌંદર્યનાં શરસંધાન વ્યર્થ ગયાં સમજીને આખરે એ અનુપમ લાવણ્યે, રોમની બંદિની બનવા કરતાં મૃત્યુ બહેતર માની મહેલમાં બેસીને પોતાના સ્તન ઉપર સર્પદંશ લેવરાવ્યો. ને મિસર દેશ રોમન સલ્તનતનો અન્નકોઠાર બની ગયો. ઇસુ પ્રભુનો જન્મ થતાં પહેલાં મિસરને મહાકાળે આટલા પલટા તો લેવરાવી લીધા. ને તે પછી, મિસરની સંસ્કૃતિનું ઘોર પતન મંડાયું. ખ્રીસ્તી ધર્મનો ઉદય થવાની સાથે ખ્રીસ્તીધર્મી શહેન-શાહોએ રોમનગરમાંથી વારંવાર દેવાલયો રદ કરવાના આદેશો મોકલીને મિસરી કલાને છેલ્લો ઘા લગાવી દીધો અને જે પ્રાચીન કલામંદિરોનો સદંતર નાશ ન કર્યો, તેને બધાંને

નવી ધર્મપૂજાની અનુકૂળતા ઉપજાવવા માટે છેદી છુંદી નાખવામાં આવ્યાં.

આખી માનવ–જાતિ ઉપર પોતાના કલા-સંસ્કારનું ઋણ ચડાવ્યા પછી, ગ્રીક, રોમન, ઇરાની, આસીરીઅન વગેરે વિદેશી રાજ-સત્તાઓના સપાટા સામે ઝઝૂમી ઝઝૂમીને મિસરનું જોર ખલ્લાસ થઇ ગયું. એના વ્હેમોએ, દેવાલયો પરનાં બેસુમાર ખર્ચોએ અને પુરોહિતોનાં ધર્મતર્કટોએ એને કાળજા સુધી કોરી નાખી. એની કલાપ્રિયતાએ એને કમજોર બનાવી તલવારની શક્તિ નીચોવી લીધી. ખ્રીસ્ત ધર્મ પણ એને ન ઉગારી શક્યો. આખરે બહારના ઘસારા સામે ટક્કર ઝીલી ઝીલીને મિસરી પ્રજા એટલી નબળી પડી ગઇ, કે પાંચમા સૈકામાં આરબ જાતિના હુમલાએ એની પ્રાચીન ભાષાને પણ મારી નાખી, અને પ્રાચીન ધર્મને પણ ભુંસી નાખ્યો. મિસરના મ્હોંમાં આરબી ભાષા પેસી ગઇ ને દેવાલયોના ધર્મ પર મસ્જીદ મુ મ્બરાના ધર્મે હનેશાંની સત્તા લીધી. ને છતાં પ્રજા એટલી બધી નાચોવાઇ ગઇ હતી કે આરબી સંસ્કારના આંદોલનને પણ એની નાડીમાં નવીન જીવનનો વેગ તો ન જ પ્રગ[illegible]ો. આરબી સંસ્કૃતિના મધ્ય યુગના બુદ્ધિમય જીવનમાં મિસર [illegible] ન લઇ શક્યું. મિસરી પ્રજાજન ફક્ત મુંગો મુંગો જમ[illegible] રો 'ફેલાહ' બની ગયો. અને અસલી મિસરી પ્રજા ન રહી[illegible]સેળવાળી, વર્ણસંકરી, સંસ્કારવિહીન, સાહિત્યહીન, કલાહ[illegible]ક માનવ–મેદની થઇ ગઇ. બારમા સૈકામાં મિસર બગદાદ અને દમાસ્કસના ખલીફાને હાથ પડ્યું: પછી ટ્યુનીસના ફેટીમાઇટ રાજાઓના પંજામાં ગ્રહાયું. પછી છ સૈકા સુધી મામ્લ્યૂક નામના શ્વેતરંગી ગુલામ રાજાઓને અધીન બન્યું. એ લડાયક રાજવંશે મિસરીઓને કેવળ ગુલામો તરીકે જ ઉપયોગમાં લીધા. એ ક્રૂર અને લોહીતરસ્યા જાલીમો હતા, છતાં પણ તેઓને કલા પર પ્રીતિ હતી, અને તેઓએ બંધાવેલી મહાન મસ્જીદો આજ પણ મિસરના પાટનગર કેરોમાં ઉચ્ચ સ્થાપત્યના નમૂના રૂપે ઉભી છે.

પછી સર્વભક્ષી તૂર્ક સામ્રાજ્યના ઓછાયા એ અભાગી દેશ પર ઉતર્યા. ઇ. સ. ૧૫૧૭ની અંદર સેલીમ નામના શાહે મિસર પર ચડાઇ કરી દગાથી મામ્લ્યૂકોની હજારોની સંખ્યામાં કતલ કરી. તૂર્ક સત્તાનો ઠાર પડવાની સાથે જ કલા પોતાની પાંખો ફફડાવી ઉડી ગઇ. તૂર્ક રાજના પ્રતિનિધિ સૂબાઓ—કે જે 'પાશા' નામથી ઓળખાય છે—તે એક પછી એક, ચિત્રપટ પરની આકૃતિઓની માફક પ્રજાને પોતાની એડી તળે કચડતા કચડતા, બબ્બે ને ત્રણ ત્રણ વર્ષે ચાલ્યા ગયા. ફરીવાર તૂર્ક સત્તા ઢીલી પડી, મામ્લ્યૂકોનો તારો ચડયો, અને ઇ. સ. ૧૭૭૧માં અલી બે નામના સમર્થ ગુલામ-સરદારે તૂર્ક 'પાશા'ઓને બચકાં બંધાવી દરિયાપાર રવાના કરી દીધા.

એ રીતે મિસરી ફિલ્સુફ હેરમોસની ભવિષ્ય-વાણી સાચી પડી કે

"ઓ મિસર ! મિસર ! તારા ધર્મ વિષેની તો લોકો નહિ માને તેવી અસ્પષ્ટ વાતો જ રહેશે અને બીજા રહેશે પત્થરમાં કોતરેલા શબ્દો. સીથીઅન, હિન્દી, અથવા અન્ય કોઇ જંગલી પાડોસી આવીને મિસરમાં વાસ કરશે. દેવતા સ્વર્ગે પાછા સંચરશે, અને દેવો વિનાની, પુરુષસિંહો વિનાની તું વેરાન બની જઇશ."

# મિસરનો નવજન્મ

મિસરના વર્તમાન પાટનગર 'કૈરો નગર'ને સ્ટેશને ઉતરતો પ્રવાસી એ સ્ટેશનના ચોગાનમાં એક પ્રતિમા નિહાળે છે: મુખાકૃતિ મનુષ્યની અને શરીરનો ઘાટ સિંહણને મળતો, એવા આકારની એક સ્ત્રી-મૂર્તિ, યુગયુગોનું ધ્યાન ધરતી, કૈં કૈં યુગપલટાઓને પોતાની આંખો સામેથી પસાર થતા નિહાળતી, અબોલ, અર્ધનિદ્રિત, ઉદાસ, અને વિચારમગ્ન કોઇ મહામાયાની માફક ચારે પગનું આસન વાળી, અકલ, અટલ, અચલ ભાવે બેઠી છે; અને એની બાજુમાં એક બીજી સ્ત્રી-આકૃતિ ઉભી ઉભી, જાણે કે એને એની જુગજુની ઉદાસીનતામાંથી ઢંઢોળીને જગાડી રહી હોયની એવી છટાથી હાથ લંબાવી ઉભેલી છે. એક છે મિસરભૂમિની પ્રતિમા, ને બીજી છે મિસરી પ્રજાના પ્રાણની મૂર્તિ: The Spirit of Egypt. આ પ્રતિમા-યુગલને અત્યારની મિસરી પ્રજાએ વર્તમાન મિસરની ભાવ-મૂર્તિ તરીકે કલ્પ્યું છે ને કૈરો નગરના પ્રવેશદ્વારમાં જ ખડું કર્યું છે. અજબ વાત છે કે અર્વાચીન મિસરને પ્રાચીન મિસરી સંસ્કૃતિ સાથે કશો સંબંધ ન હોવા છતાં એ દૂરદૂરના ગેબી ભૂતકાળે સર્જાવેલી અને મિસરના વિશાળ રણની એકાન્તે બેસારેલી આ સ્ફીન્ક્સ (સ્ત્રીમુખી સિંહણ)ને જ નૂતન મિસરે પોતાની નવલ જાગૃતિના પ્રતીક રુપે સ્વીકારેલી છે.

પોતાની આ રાષ્ટ્રદેવતાને નવ–મિસરનો હાથ ઢંઢોળી ઢંઢોળી જગાડે છે. જડતામાં મૂર્છિત પડેલી અથવા હતાશા અને દરિદ્રતાને ભારે થાકેલી પોતાની ભાગ્યવિધાત્રીને નવા આદર્શો, નવી ભાવનાઓ અને નવી સંસ્કૃતિના પંથ પર પગલાં માંડવા નૂતન મિસર–મૈયા હોશીઆર બનાવે છે. એટલે કે મિસરી પ્રજાનો નૂતન યુગ, અર્વાચીન યુગ, નવભાવનાએ નીતરતો યુગ આરંભાય છે.

એ આરંભ ક્યારે થયો ? કોણે કર્યો ? નવ–જાગૃતિની આશા સંચરાવનાર અને આત્મગૌરવની વેદના જન્માવનાર એ હાથો કયા કયા હતા ? ક્યારે ક્યારે એ નવ–પરિવર્તન કરાવનાર પંજાઓ મિસરને અડકી ગયા ? મિસર કઇ પળેથી અર્વાચીન દુનિયામાં દાખલ થઇ ગયું ? એ ઇતિહાસ તપાસીએ :

## નેપોલીઅન બૉનાપાર્ટ

પ્રથમ આવે છે નેપોલીઅન બોનાપાર્ટ. પોતાનાં જાલિમ રાજા–રાણીના લોહીમાં સ્નાન કરીને આખા યુરોપ ઉપર “સ્વાધીનતા, સમાનતા અને બંધુતા”નો નવ–સંદેશ આપનાર ક્રાંતિકાર ફ્રાન્સ દેશનો મોકલ્યો, પૂર્વની દુનિયામાં નવા વિચારોની જ્વાળા લઇ સળગતા તારાની માફક ઝબૂકતો એ ઉતરે છે. પ્રજાસત્તા ને લોકશાસનના વિચારોની વરસતી વાદળીઓ જેવી નેપોલીઅનની સેના જ્યાં જ્યાં ગઇ હતી ત્યાં ત્યાં નવી ભાવનાઓના અંકુરો ફુટી નીકળતા હતા. એ મિસાલે આંહી એ મિસરમાં જ નહિ પણ તુર્ક સામ્રાજ્યના જુલમ–દાવાનળે બળી ખાખ થએલા અનેક ઇસ્લામી મુલકોમાં વરસવાની નેપોલીઅનને મહેચ્છા હતી. એટલે તુર્ક સત્તાએ સૈકાઓ સુધી જે ન કર્યું તે આ યુવાન કોર્સીકન સરદાર થોડા મહિનામાં જ પતાવી નાખે છે. પીરામીડોને ચરણે ૪૦ હજાર ફ્રેન્ચ યોદ્ધાઓને ઉતારી, વીસ હજાર મામ્લ્યુકોનાં લોહી છાંટી એ મિસરમાં થંભે છે. અને નજર કરે છે કે મિસરી સંસ્કૃતિની મશાલ ઓલવાઇ ગઇ હતી, દેવો અદૃશ્ય થયા હતા, મિસરી ધર્મગ્રંથ ગૂમ થયો હતો, કબરો પરના શિલાલેખોની ભાષા ઉકેલનાર કોઇ નહોતું, જેનાં સ્મારક બનીને

શતકોજૂનાં બાંધકામો ઉભેલાં તે રાજાઓની સ્મૃતિ સુદ્ધાં પણ રહી નહોતી, મશાલ પેટાવનારાઓ જ અંધારે ગોથાં ખાતા હતા, અને 'ફેરો' રાજાઓના આખા દેશ ઉપર વિસ્મૃતિનું કાળું પડ કફનની માફક ઢંકાઇ ગયું હતું. એવા મિસરને માટે નેપોલીઅન નવો અરુણોદય લઇને આવે છે. પોતાની વિશ્વવિજયી ચડાઇમાં એ વીરપુરૂષ દારૂગોળાની સાથેસાથ જ્ઞાનીઓને, ભાષાના ધુરંધરોને, પૂરાતત્ત્વના ચુનંદા અભ્યાસીઓને પણ લેતો આવ્યો હતો. એણે આવીને મિસરી સંસ્કૃતિના વાચાહીન શબને વંદના દીધી. પ્રજાને એ જાહેર કરે છે કે હું ઉદાર યુરોપી સંસ્કૃતિનો મીશનરી બની આવું છું. ઇસ્લામનો હું વિરોધી નથી. મારા સમગ્ર સૈન્ય સાથે ઇસ્લામ સ્વીકારવા તૈયાર છું. મામ્લ્યુકો અને તૂર્ક પાદશાઓના પંજામાંથી મિસરને મુક્ત કરી વિપ્લવના માર્ગે મૂકવા અને મિસરની દટાએલી વિદ્યાનો ઉદ્ધાર કરવા આવ્યો છું. એમ કહીને એણે પોતાના ૧૨૦ પુરાતત્ત્વવાદીઓને એક વિદ્યાલય ખોલી મિસરનાં ખંડિયેર ખોદવા લગાડી દીધા. જૂની શાસનપદ્ધતિની નવેસર રચના કરી. ભુમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્ર વચ્ચેની સંયોગી ભૂમિ તોડીને એક નહેર (અત્યારની સુવેજની નહેર) ખોદવાની આખી યોજના હાથ લીધી.

અને ફ્રેન્ચ પંડિતોને હાથ તો આખી મિસરી સંસ્કૃતિની એક ચાવી આવી પડી. નીલા નદીના મુખની નજીક એક ખંડિયેરમાંથી ઇ. સ. ૧૭૯૮માં ફ્રેન્ચોને એક સાડાઅડસઠ ફુટ ઉંચી અને ૧૮૬ ટન વજનની પ્રચંડ શિલા હાથ લાગી. એ શિલા પર ત્રણ જુદી જુદી ભાષામાં કોતરેલા ત્રણ શિલાલેખો દેખાયા. એક હતી ચિત્ર–લિપિ: બીજી હતી ચિત્ર–લિપિને જ મળતી આડી ઉભી લીટીઓની લિપિ: ને ત્રીજી હતી ગ્રીક લિપિ: નેપોલીઅને એ તમામની તસ્વીરો ખેંચાવી સમગ્ર યુરોપના નામાંકિત વિદ્વાનો ઉપર મોકલી આપી. પૂછાવ્યું કે "આમાં શું લખેલું છે?"

ગ્રીક ભાષાના અભ્યાસીઓએ ગ્રીક લેખ ઉકેલીને દીઠું કે એમાં ઇ. સ. પૂર્વે ૧૯૫ વર્ષ પર રાજા ટોલેમી પાંચમાની

સંવત્સરી ઉજવવા માટે મિસરી પુરોહિતોએ બહાર પાડેલો આદેશ કોતરાએલો છે. પરંતુ બીજા બે લેખોમાં શું હતું? એ નિગૂઢ ભાષા કઇ હતી? ભાષાશાસ્ત્રીઓ મથવા લાગ્યા. શિલા તો નેપોલીઅનની પાસેથી વિજયવંત અંગ્રેજ સત્તાએ કબ્જે લીધી હતી. પરંતુ તસ્વીર ઉપરથી મથન કરીને એક શામ્પોલીઅન નામના ફ્રેંચ વિદ્વાને શોધી કાઢયું કે બીજા બે લેખો પણ એકની એક પુરોહિત–આજ્ઞાના જ તર્જુમા છે.

એ શોધથી જગતભરમાં સનસનાટી છવાઇ ગઇ. શામ્પોલીઅને એ લેખ પરથી આખી ચિત્રલિપિ બેસારી લીધી કે જે ચિત્ર–લિપિમાં મિસરના અપરંપાર શિલાલેખો, પેપીરસ નામનાં પરબીડીઆં, અને સંખ્યાબંધ અન્ય પ્રાચીન લખાણો લખાએલાં પડ્યાં હતાં. ગુપ્ત ભાષા હાથ આવી ગઇ એટલે તો કબરો ને પીરામીડો ઉઘડવા લાગ્યાં, લખાણોનાં અણિશુદ્ધ ગૂંચળાંના તર્જુમાઓ થવા લાગ્યા, અને પરિણામે પાંચ–સાત હજાર વર્ષના મિસરી ઇતિહાસ પરથી નિગૂઢતાનો પડદો ખસી પડ્યો. બાલ–કથાઓમાં આવતી નજીવા નગરીમાં જેમ અમૃતની અંજલિ છાંટતાં તમામ નિર્જીવ પડેલાં પ્રજાજનો હલન ચલન કરવા લાગે તેમ આ ભાષા–જ્ઞાનની એકજ ફુંકે મિસર પોતાની રજેરજ તવારીખ બોલી ઉઠ્યું. આજે મિસર વિષેની ઝીણામાં ઝીણી હજારો વર્ષની જૂની પિછાન જાણે ગઇ કાલના કોઇ પ્રસંગ જેટલી જ તાજી બની રહી છે તે આ ફ્રેન્ચ વિજેતાનો જ પ્રતાપ છે. એના હાથમાં મિસર પડ્યું હોત તો પુનરુદ્ધારની આશા હતી.

પરંતુ નેપોલીઅનનો મુક્તિધ્વજ મિસરમાં રોપાય, એ બ્રિટિશ રાજ ચલાવી લે તેમ નહોતું. નેપોલીઅનની આંખ હિન્દ ઉપર હતી. ફ્રેંચ વિપ્લવના સંદેશા ભરતખંડને કિનારે ઉતારી અંગ્રેજ સત્તાનો એને નાશ કરાવવો હતો. ટીપુ અને મરાઠા–બન્નેની સાથે એનો પત્રવ્યવહાર ચાલતો હતો. તૂર્ત બ્રિટને તુર્કીને ઉશ્કેર્યું. નેપોલીઅને એ બન્નેની સામે જમીન પર તેમ જ જળસંગ્રામમાં ઘણી ટક્કર લીધી. છતાં આખરે નેપોલી–

અનને ઇ. સ. ૧૮૦૧ના જૂનમાં મિસરનો કિનારો ખાલી કરવાની ફરજ પડે છે. તૂર્કીને મિસર પાછું કબ્જે કરાવી અપાવવાને બ્હાને મિસરમાં પેસી ગએલું બ્રિટીશ લશ્કર પણ છેક ૧૮૦૩માં બહાર નીકળે છે.

## મહાવીર મેહમટઅલી

આ રીતે ઘણા કાળથી પરવશ પડેલી વર્ણસંકરી મિસરી પ્રજાને પ્રજાભાવની પ્રથમ લહરીઓ આપી જનાર તો નેપોલીઅન લેખાય છે. પરંતુ નૂતન મિસરનો–નિરાળા મિસરનો સ્થાપનાર પુરુષ તો હવે આવે છે. વિજળીના સબકારાની માફક એક વિજેતા વાદળઘેર્યા મિસરી આકાશમાં દેખાય છે. એનું નામ મેહમટઅલી : આલ્બેનીઆનો એક ઇસ્લામી નૌજવાન : તૂર્ક સેનામાં એક ટુકડીનો સરદાર હતો. તૂર્ક સલ્તનતનો પ્રતિનિ૦ બની બેસીને એ મિસરમાં રોકાયો. અને અલ–અઝહર નામની મિસરી વિદ્યાપીઠના ઉલેમાએ, તૂર્ક સુલ્તાનના દાંતના કચકચાટની સામે જ આ મેહમટઅલીને મિસરનો 'પાશા' જાહેર કર્યો. તુર્ત ૧૮૦૭ની અંગ્રેજ ચડાઇ વખતે એ જુવાન વિજેતાએ જાલિમ મામ્લ્યુકોના મદદગાર અંગ્રેજોને નામોશી-ભરી હાર આપી, સાડાચારસો અંગ્રેજ સૈનિકોનાં માથાંનાં તોરણ લટકાવ્યાં અને અંગ્રેજોને સંધી કરવાની ફરજ પાડી, અંગ્રેજો સાથે મળી ગયેલા મામ્લ્યૂકોના ૫૦૦ સરદારોને કેરોના કિલ્લામાં કાપી નાખ્યા અને એ સરદારોના હજારો અનુયાયીઓની પાટનગરની ખુલ્લી બજારોમાં કતલ ચલાવી. આખા મિસરમાં ત્રાસ અને રાહતની સનસનાટી ઉઠી. મિસરને શતકો સુધી લોખંડી એડી તળે ચગદી રાખનાર મામ્લ્યૂકોની લડાયક કોમનો અંત આવી ગયો. તલ્વારથી રાજ કરનારાનો તલ્વારને ઝટકે જ નાશ થયો. પરંતુ એ કોમ પૈકી અઢાર વર્ષની ઉમ્મર નીચેના તમામ બાલકોને મારી ન નાખતાં લશ્કરી તાલીમ આપી પોતાના શુરવીર સુભટો બનાવી ચતુર મેહમટઅલ્લીએ એ જાતિના વીરત્વને હાથ કરી લીધું, અને એ યુવાન મામ્લ્યૂકોએ જ મિસરના

સીમાડાને સામે પાર મેહમટઅલીની હાક બોલાવી દીધી. એણે સૈન્યો ચલાવ્યાં. મહાન લડાઇઓ લડીને મિસરના સીમાડા વિસ્તાર્યા. આસપાસની ખ્રિસ્તી તથા ઇસ્લામી દુનિયાને ધ્રૂજાવી દીધી. અને આંતર્વહીવટમાં જો કે એક બાજુથી એણે મિસરી 'ફેલાહ'ને પોતાની લડાઇઓનાં લખલૂટ ખર્ચોને પહોંચી વળવા માટે સારી પેઠે નીચોવી નાખ્યો, છતાં બીજી બાજુ એણે પ્રજા પર અપૂર્વ ઉપકારો કર્યા. એ ઉપકારો આ પ્રમાણે છે :

સૈકાઓ થયાં મિસરી ફેલાહો કેવળ જમીનના ભાડૂતો હતા, જમીન ફક્ત મિસરી રાજસત્તાની જ કુલ માલિકીની હતી, ફેલાહ તો રાખ્યો રહે ને કાઢયો જાય એવો હતો, એક પછી એક રાજવંશે આવી આવીને પોતપોતાના ખાનગી કબ્જામાં જમીનો મેળવી દીધી હતી, રાજના ખજાનામાં તેઓ એ મોટી મોટી જાગીરોની જમીન મ્હેસૂલનો કશો ભાગ નહોતા આપતા, અને રાજખર્ચને પહોંચી વળવા માટે એ ખેડૂતે જ નવા કરવેરા વડે નીચોવી લેવામાં આવતો હતો.

એ અંગત જાગીરો અને રાજ્યની જમીન વગેરેના કાળજૂના ગુંચવાડાને મેહમટઅલીએ એક જ ઝટકાથી છેદી નાખ્યો. મામ્લ્યૂક પાશાઓએ ઝુંટવી ઝુંટવીને પોતાની કુટુંબની માલીકીની કરી લીધેલ તમામ જાગીરો એણે ખાલસા કરી, અને બાકીની જમીન ઉપર રાજનો અગ્રહક્ક સ્થાપિત કર્યો. મિસરની આંખી ખેડાણ જમીનની માપણી કરાવી, દરેક ફેલાહને જમીનના કસ મુજબ ત્રણમાંથી પાંચ એકર જમીન સદાને માટે સુપ્રત કરી દીધી. ગામડાં, તાલુકા અને જીલ્લા, એવા દેશના વિભાગો પાડી દરેક ગામ પર 'ઓમ્દેહ', દરેક તાલુકા પર 'મામૂર', ને દરેક જીલ્લા પર 'મુદીર', એવાં અધિકારીઓ નિયુક્ત કર્યા. નીલા નદીના બંધો બંધાવી, મિસરની વેરાન પડેલી જમીનને એણે વાવેતર લાયક બનાવી, નીલામાંથી નહેર કાઢી આલેકઝાંડ્રિયા નગરને બંદર બનાવ્યું, ને પોતે નિરક્ષર હોવા છતાં, પાશ્ચાત્ય શિક્ષણની મહત્તા સમજીને પાશ્ચાત્યોની મદદથી મિસરમાં તબીબી

વિદ્યાની શાળા ખોલી, બીજી શાળાઓ પણ ઉઘડાવી, અને પોતાની પ્રજાનાં બાલકોને પોતાને ખર્ચે પરદેશ ભણવા મોકલ્યા. યુરોપી લોકોને પણ પ્રવાસ તેમજ વણજ વેપાર માટે મિસરમાં આવવા પ્રોત્સાહિત કર્યા, અને નેપોલીઅન પોતાની ચડાઈ સાથે ફ્રેન્ચ વિદ્વાનોને પ્રાચીન શોધો કરવા લાવેલો હતો તે વાતની પ્રેરણા ખેંચી પોતે પણ સુદાન પરની ચડાઇમાં પોતાના પુત્રની સાથે ફ્રેંચ વિદ્વાનોને મોકલ્યા હતા. સુએઝની નહેર ખોદવા માટેના બ્રિટીશ મનોરથમાં એણે સંપૂર્ણ રસ લીધો હતો, છતાં છેતરાઇને અંગ્રેજોની યોજનાઓમાં પોતે ન સંડોવાઇ ગયો. એણે દૂરંદેશી વાપરી અંગ્રેજોને મિસરમાં રેલ્વે બાંધવાની રજા પણ ન આપી. નવા યુગના દરેક વિચારને અંતરમાં સ્થાન હતું.

મિસર માટે તો એનો પ્રેમ એક આકાશના જેટલો હતો. "મારે દસ હજાર જીંદગાનીઓ હોય, તો તે તમામને મિસર હાથ રાખવા હું હોમી દઇશ." એ એના શબ્દો હતા. અલબત, એ જન્મે વિદેશી હોઇ મિસરને રાષ્ટ્રભાવના ન આપી શક્યો, મિસરી ભાષા સુદ્ધાં શીખવાની એણે પરવા ન કરી, (પછી ઉત્તરાવસ્થામાં લોકોનાં અરજહેવાલ જાતે સાંભળવા માટે ભાષા ભણી લીધી હતી), તેમ છતાં તૂર્ક સલ્તનતના જાલિમ મુસાફિરો જેવા પાશાઓની પલટાતી માલિકીમાંથી એણે મિસરને મુક્ત કરી, તૂર્કીથી મિસરને મોટે ભાગે સ્વાધીન બનાવી, મિસરને અલાયદું સ્થાન કરાવી આપી, ઉછરતી મિસરી પ્રજાના પ્રાણમાં સ્વદેશ માટેનો એક એવો ગર્વ ઉત્પન્ન કરી દીધો, કે જે ગર્વમાં અત્યારની રાષ્ટ્રભાવનાનાં રૂડાં બીજ સ્હેલાઇથી રોપાઇ ગયા હતાં એવું મનાય છે.

મેહમટઅલીનું મોટામાં મોટું કાર્ય એ હતું કે એણે, પોતે પરદેશી હોવા છતાં તથા મિસરી પ્રજા સૈકાઓ થયાં પરવશ, નિર્વીર્ય અને બીનલડાયક રહેલી છતાં એ જ પ્રજામાંથી દેશી સૈન્ય ઉભું કર્યું. તૂર્કી અને બીજાં યુરોપી રાજ્યોની લોલૂપતા વચ્ચે મિસરને જીવતું રાખવા માટે એક બળવાન સૈન્યની જરૂર તો દેખાતી જ હતી. એટલે પ્રથમ મેહમટઅલીએ પોતાના પર-

દેશી આલ્બેનીઅનોને તેમજ મામ્લ્યુકોને કેળવવા માંડ્યા. તેઓમાં એ ન ઠર્યો. પછી સુદાનથી હજારો લોકોને જોરાવરીથી તેડાવી મિસરમાં તાલીમ આપવા માંડી. તેમાં પણ એ હતાશ થયો. આખરે એણે મિસરી ફેલાહોને હાથમાં લીધા. એ કાયરોને પકડી પકડી, બેડીઓ પહેરાવી, બંદીવાનો બનાવી, થોડાં વર્ષ બધી દયામાયા વેગળી મૂકી એણે ફ્રેન્ચોને હાથે તાલીમ આપાવવા માંડી. આખા દેશ પર ફરજીઆત ભરતીનો કોરડો ફેરવ્યો. આ પ્રયોગે હજારો ખેડુતોના પ્રાણ લીધા ખરા, પરંતુ આખરે એ નિશ્ચેતનોમાંથી એક એવી ખમીરભરી સેના ખડી થઇ કે જેણે પોતાના સૈકાઓ-જૂના તૂર્ક જાલિમોને યુદ્ધના મેદાનમાં ત્રણ ત્રણ વાર હરાવી તૂર્કીને તાજ્જુબ કર્યું. ઇ. સ. ૧૮૨૩માં જે ફોજ ૨૦ હજારની હતી તે ૧૮૨૬માં વધારી ૯૦ હજારની બનાવી; ૮ મનવારો, ૧૫ ફ્રીગેટો અને ૧૨ હજાર નાવિકોનું એક નૌકા-સૈન્ય સર્જી કર્યું.

૧૮૨૬માં એણે પ્રજાને 'બંધારણ' જેવું પણ થોડુંક કરી આપ્યું: એક પ્રધાનમંડળ, એક પ્રીવી કાઉન્સીલ અને એક કાઉન્સીલ ઑવ સ્ટેટ (દીવાન)ની સ્થાપના કરી. એ રીતે મિસરી પ્રજામાં અસ્મિતાનું પ્રથમ બીજારોપણ કરનાર મેહમટઅલ્લી બન્યો. મેહમટઅલી તો પૂર્વનો નેપોલીઅન' નામે પંકાયો.

પરંતુ મિસરની આ રાષ્ટ્રપદપ્રાપ્તિ આખા યુરોપમાં અન્ય કોઇની નહિ પણ એક બ્રિટનની આંખમાં ખટકવા લાગી. પૂર્વ દિશામાં, હિન્દની પાડોશમાં, અને દરિયાઇ કિનારા પરને આવે નાજુક સ્થળે એક બલવાન રાષ્ટ્ર માથું કાઢી ખડો થાય તેમાં બ્રિટને પોતાના શાસન-વિસ્તારના માર્ગ પર આડખીલી દીઠી. એના નાશની તકની રાહ જોવાતી હતી. કમભાગ્યે એ તક અંગ્રેજોને ખુદ મેહમટઅલીની જ બેલગામ મહત્ત્વાકાંક્ષામાંથી સાંપડી. એણે અતિ લોભને વશ બની સીરીઆ પણ તૂર્કીના હાથમાંથી પડાવી લઇ મિસરના સામ્રાજ્યમાં ભેળવી દેવાના ઉધામા આદર્યા. બ્રિટને તૂર્કીને ચેતાવી, એની સહાયે પોતાનો કાફલો મોકલી મેહમટઅલીના રાજલોભને રુંધી લીધો. ઇ. સ. ૧૮૪૧માં એને તૂર્કી સાથે

સંધીમાં ઉતાર્યો. કરારની અંદર આટલી કલમો નક્કી થઇ. (૧) મિસરની આંતરિક સ્વાધીનતા (૨) કોન્સ્ટાંટીનોપલની મંજુરીની શર્તે મેહમટઅલ્લીના વંશના સહુથી વડા મર્દ વારસને મિસરની શાસન–સત્તા. (૩) તર્કીને ભરવાની ખંડણીની મુકરર રકમ. (૪) લશ્કરની સંખ્યામર્યાદા માત્ર ૧૮ હજાર, ને તેમાં ઉંચા દરજ્જા પર કેવળ તુર્ક રાજવંશી વર્ગના લોકોની જ નીમણુંક; ને તે પણ તુર્ક સુલ્તાનની મંજુરીની શર્તે.

આ છેલ્લા કરારે મિસરી લોકસત્તાના યુગને જોર કરતો રોકી દીધો. એને રાજદ્વારી પરાધીનતામાં રુંધી રાખ્યું. પરંતુ અંગ્રેજ પરિબળ અને કાવાદાવાની સામે મેહમટઅલી લાચાર બન્યો. એને દેહે બુઢ્ઢાપો પણ દેખાવા લાગ્યો. આધુનિક મિસરનો એ ભાગ્યનિર્માતા, એક પાક મુસ્લીમને છાજે તેવું વિલાસરહિત વિશુદ્ધ જીવન ગુજારી, અને છતાં ઇસ્લામી ધર્મઝનૂનને કદાપિ પણ પોતાનું રાજદ્વારી હથીઆર બનાવ્યા વિના, ઇ. સ. ૧૮૪૯માં મૃત્યુ પામ્યો. પંજાબી શિખ વીર રણજીતસિંહે જેમ હિન્દના નકશાને નિહાળતાં નિહાળતાં ભવિષ્યવાણી ભાખી હતી કે "આખો નકશો લાલ થઇ જશે" તેમ મેહમટઅલી પણ આગાહી કરતો ગયો કે "કોઇક દિવસ ઈંગ્લાંડ, તુર્ક રાજ્યની લૂંટના પોતાના હિસ્સા તરીકે મિસરને ઉઠાવી લેશે." એ ભવિષ્યવાણી સાચી પડી છે.

મોરોક્કોથી લઇ તુર્કી સુધીના સાગર–તીરની પટ્ટી પર મેહમટઅલી સરખો કોઇ નરવીર હજુ થયો નથી, અને આખી યુરોપી દુનિયાને એક વાત તો હજુ પણ વિસ્મય પમાડી રહી છે કે મિસરનો રાષ્ટ્રપ્રાણ તો જો કે છેલ્લા મહાયુદ્ધના સમયમાં જાગ્યો, છતાં એનું એક, અખંડિત અને અલાયદું પ્રજાપદ તો તે પૂર્વે છેક એક સો વર્ષ ઉપર એક વિદેશીની અંગત મહત્ત્વાકાંક્ષામાંથી રોપાઇ ગયું હતું. વર્તમાન મિસરી પ્રજાએ પણ પોતાની વર્તમાન નવજાગૃતિનો પ્રથમપહેલો ઉત્સવ પોતાના આ રાષ્ટ્રનિર્માતાની શતાબ્દી ઉજવીને જ કરેલો હતો.

# યુરોપી પ્રજાઓના ફાંસલામાં

## અબ્બાસ

સૈકાઓ સુધી મિસરની છાતીએ ચડી બેસનારા એ પર-દેશીઓ—એ મામ્લ્યૂકો, સીરકાસીઅનો ને તૂર્ક પાશાઓ-તમામને એક પછી એક સાફ કરી નાખીને મેહમટઅલીએ એક સુદૃઢ સ્વાધીન રાજ્ય પોતાના વંશજોના હાથમાં સોંપ્યું. એ વંશજોમાં પિતાની દુરંદેશીનો વારસો પણ જો સાથોસાથ ઉતર્યો હોત, તો તેઓ મિસર દેશને પિતાની એકહથ્થુ એશિયાઇ શાસનપદ્ધતિમાંથી ધીરે ધીરે યુરોપી લોકશાસનની પદ્ધતિને મહા-પંથે ચડાવી શકત. એમ થયું હોત તો મિસરને યુરોપી પ્રજા-ઓની હિત-જાળમાં અટવાઇને અત્યારે જેમ તરફડવું પડે છે તેમ ન પડત. પરંતુ પિતાનાં આદર્શો પૂરાં કરી શકે તેવો પુત્ર ઇબ્રાહીમ તો સંગ્રામમાં સૂતો હતો. એટલે મેહમટઅલીનો તાજ ઇબ્રાહીમના પુત્ર અબ્બાસના શિર પર ઉતર્યો. એ એકાન્ત-પ્રેમી અને અકળ ઉંડાણથી ભરેલા પાશાએ પિતાની સ્થાપેલ શાસનનીતિને કેવળ ધિઃકારથી પ્રેરાઇને ઉંધી વાળી. એણે પર-ધર્મીઓ પ્રતિ કંટાળો પ્રગટ કરી યુરોપી અધિકારીઓને રૂખ્સદ આપી, યુરોપી શિક્ષણ આપતી શાળાઓને તાળાં દીધાં, યુરોપી વ્યાપાર તેમજ હુન્નરોને યુરોપી સત્તાઓના પરિબળના ફાંસલા માન્યા, ઉઘાડી રીતે તો એ તમામ યુરોપી કોલકરારોને ઠોકરે ન

મારી શક્યો, પણ યુરોપી લોકોને અપાએલા વ્યાપારના ઇજારા, યુરોપી લોકોનાં કારખાનાં, વગેરે તમામ એણે રદ કરી નાખ્યાં. આટલાં પગલાં લેવામાં તો એણે કદાચ દૂરંદેશી બતાવી. યુરોપી પરિબળનો દગલબાજ પગપેસારો આવતી કાલે મિસરને મારી નાખવા જેટલો જોરાવર બની જશે, એવું ભાવી અબ્બાસની ઝીણી આંખોએ સ્પષ્ટ વાંચી લીધું; અને યુરોપી અગ્રહક્કો નાબૂદ થતાં જ મિસરના ફેલાહોને પોતાની નીપજની વસ્તુઓ અબાધિત બઝારમાં વેચી સારી કમાણી રળવાનું સુખ પ્રાપ્ત થયું. બીજી બાજુ એના મર્હુમ પિતાએ મુલ્કો જીતવાના મહાલોભને વશ બની જે જબ્બર લશ્કર ફેલાહોનાં લોહી નીચોવી નીચોવી નભાવ્યું હતું, એમાંથી ઘટાડીને અબ્બાસે ૯ હજારની સંખ્યા કરી નાખી તેથી પણ ફેલાહોને રાહત મળી. પિતાએ જે જાહેર બાંધકામોની અમર્યાદ યોજનામાં ફેલાહોને વેઠ કરાવી પીસ્યા હતા, તેને પણ મુલ્તવી રાખી અબ્બાસે ફેલાહોની દુવા મેળવી. પરંતુ આટલા વિઘાતક કાર્યક્રમની પાછળ એના હૃદયમાં રચનાત્મક યોજના શી શી રમી રહી હતી તે સમજવાનો તો સમય જ ન રહ્યો. પાંચ જ વર્ષની અંદર અબ્બાસનું, ખુદ એના જ રાજમહેલમાં ખૂન થયું.

## સૈદ

અબ્બાસે ખાલી કરેલા તખ્ત પર આવનારા નાનેરા ભાઇ સૈદે એક બાજુથી શાસન સુધારીને ખજાનામાં છલોછલ બરકત ભરી દીધી ખરી. નીલા-તીરની તમામ જમીન ઉપર ખેડુતોને માલીકી હક્ક આપી દઇ, એક ફેડન (એકર) દીઠ ફક્ત ચાલીસ *પીઆસ્ટર જેવાં નજીવા જ કર કરી નાખીને, પીત વાવેતર માટે તેમજ વહાણવટા માટે નહેરોનું સમારકામ કરીને, રેલ્વેનો વિસ્તાર વધારીને, અને સીરકાસીઅન પાશાઓની વેઠવીગારના પંજામાંથી ફેલાહોને

* 'અઢી આના'ની કીમતનો રૂપાનો મિસરી સિક્કો.

મુક્ત કરીને મિસરી રાજાપ્રજાને તેઓએ અગાઉ કદાપિ ન દીઠેલી એવી સંપત્તિની છોળો બતાવી ખરી. રાજની મહેસૂલ તો ફક્ત ૪૦ લાખ પૌંડની જ હતી, પરંતુ તેની વસૂલાત અટપટી હતી. તેને બદલે નવી સસ્તી ને સરલ વ્યવસ્થા સૈદ રાજાએ કરી નાખી ખરી. ફેલાહોને માટે એ 'સુવર્ણયુગ' લેખાયો ખરો. ઉપરાંત એણે 'ગુલામી'ના વેપારનો પ્રતિબંધ કરી માનવતાને ખાતર લાખોની રાજમહેસૂલ ત્યજી દીધી, શારીરિક ત્રાસની સજા રદ કરી, ફરજીઆત લશ્કરી ભરતીને તિલાંજલી દઇ ફેલાહોના સંતાપ શમાવ્યા. પરંતુ બીજી બાજુ પિતાની દૂરદેશીને ન પિછાની શકનાર એ પુત્રે રાજ્યના ઇજારા કાઢી નાખી, આંતરિક જગાત ઉડાડી લઇ, વિદેશીઓને કેટલાક નવા હક્કો આપી વિદેશી વ્યાપારને વધારવાનું તેમજ ફેલાહોને ગ્રીક વ્યાજખાઉઓના હાથમાં ફસાવવાનું બુરું પરિણામ આણ્યું. ૧૮૫૭ના બળવા સમયે બ્રિટીશ લશ્કરને એણે હિન્દમાં ઉતરવા માટે મિસર સોંસરવું પસાર થવા દીધું. બ્રિટનને બેન્ક ખોલવા દીધી. એજ રીતે પિતાની દૂરદર્શિતાને સમજ્યા વગર અંગ્રેજોને કેરો–આલેકઝાંડ્રીઆ વચ્ચે રેલ્વે બાંધવા આપી અને ખાસ કરીને મિસરી સ્વાધીનતાને દફનાવવાની કબર સમાન એ સુએઝની નહેર ખોદવાનો પટો ફ્રાન્સને આપ્યો. ચાલીસ વર્ષો સુધી (૧૮૮૦–૧૯૨૯) મિસરને અંગ્રેજ કબ્જામાં ઝકડનારી તોપ તે આ સુએઝની નહેર છે. એ શી રીતે થયું તે આગળ સમજાશે. પણ ભોળા સૈદે અજાણ્યે ને ભલા ઇરાદાથી નિમંત્રેલી આ મિસરી આફતને નજીક આણનાર માનવ તો હવે આવે છે. એનું નામ ઇસ્માઇલ: સૈદનો એ ભત્રીજો.

## ઇસ્માઇલ

ઓચીંતો જ કિસ્મતનો સિતારો ઉદય થવાથી તખ્ત પર આવી ચડનાર આ ઇસ્માઇલ અસલ તો નીલાના ઉપરવાસની બહોળી જમીનનો માલીક હતો, યુરોપી બજારમાં સટ્ટાનાં જુગાર ખેલતો,

લક્ષ્મીનો અત્યંત લોભી હતો, રાજમહેલો, રંડીઓ, મ્હેફિલો ને મદિરાનો ભક્ત હતો. વિલાસપ્રિયતા એની નસેનસમાં ઉતરી ગઇ હતી. આવી દુર્જનતાઓને એની પ્રકૃતિમાં રેડી દેનાર એની ફ્રાન્સમાં મળેલી મોજીલી કેળવણી હતી. એ ખુશામદીઆ પાસવાનોથી વીંટળાએલા રાજાએ પોતાની ફનાગિરીને ચારે છેડે મોકળી મેલી દીધી. એક તરફથી ઉડાઉગીરીએ એને નીચોવવા માંડયું, એટલે બીજી બાજુએ એણે પણ પોતાના ઝપટભેર ખાલી થતા રાજ-ભંડારમાં પ્રજાનાં લોહીની નીકો વ્હેતી મૂકી દીધી. જેમ સહુ દેશોમાં બનતું આવ્યું છે તેમ મિસરમાં પણ ભોળો ફેલાહ–ખેડુ જ એને નીચોવવો સ્હેલ લાગ્યો. ખેતી ઉપર જ ગુજરતા અને ખેતીનાં કણ ઉગાડીને જ સમૃદ્ધ થએલા એ ફેલાહો પર એકર દીઠ જે ૪૦ જ પીઆસ્ટરનો કર હતો તે એણે પરબારી છલંગ મારીને ૧૬૦નો ઠરાવી દીધો. મહેસૂલ ઉપરાંત એક પછી એક સાડત્રીસ બીજા કરવેરા એણે પ્રજાની પીઠ પર લાદી દીધા, અને ધર્માદાનાં મોટાંમોટાં ભંડોળો જે પ્રજાહસ્તકના વહીવટમાં હતાં, તેને એક પછી એક ઉચકાવી લઇ પોતાના રંગરાગમાં વાપરવા માંડ્યાં. તે પણ તૂટી પડયાં. પછી એણે ચોપાસ નજર ફેરવી. નવી નીકો શોધવા લાગ્યો. ત્યાં તો એના પાસવાનોએ એને યાદ કરાવી દીધું કે "ખુદાવંદ! અત્યારે આ ફેલાહો શે દાવે પોતાની જમીનના રણીધણી થઇ બેઠા છે? આપના પિતામહના સમયમાં તો તમામ જમીન ખેદીવની જ સ્થાવર મિલ્કત સમાન હતી." આવી વિનાશ-કારક સલાહને વશ બનીને આ દ્રવ્યલોભી રાજાએ ધીરેધીરે ખેડૂતોની જમીન આંચકવાનો આદર કર્યો. ઉઘાડેછોગ ખાલસા તેમજ અન્ય છુપા ઘાતકી ઇલાજો વડે પણ કબ્જે લીધી. પરિણામે થોડાંક જ વર્ષોની અંદર મિસરની એકંદર ખેડાણ જમી-નનો પાંચમો હિસ્સો–એટલે કે ૯ લાખ ને ૧૬ હજાર એકર–પોતાની અંગત માલીકીની બનાવી લીધો. એની ગણતરી એવી હતી કે ખેડૂતો પાસેથી ઉપાર્જન થતી મહેસૂલ કરતાં સોગણી વધુ આવક એ પોતાના ખાનગી વાવેતર વડે ઉત્પન્ન કરી શકશે!

એણે જમીનને ફળદ્રુપ બનાવવા માટે લખલૂટ નાણાં રોક્યાં. યુરોપથી અપરંપાર પૈસે યંત્રો મગાવ્યાં. જમીન પર મોટા મોટા પગારે યુરોપી ઉપરી અમલદારો નીમ્યા. આખાં ને આખાં ગામડાંઓને–બલ્કે તાલુકાઓને પણ એણે પોતાની જમીન પર વેઠ કરવા રોકી લીધા. કારખાનાં ઉઘાડ્યાં. પરંતુ બધું નિષ્ફળ ગયું. એના આડતીઆઓએ એને ચોમેરથી ચૂસી લીધો. એની ક્ષુધાનો અગ્નિ–કુંડ સળગતો જ રહ્યો અને વધુ વધુ ઈંધન માગતો જ ગયો.

બીજી તરફ મિસરનો રાજવારસો પોતાના કુળના હરકોઇ જ્યેષ્ઠ મર્દને બદલે સીધી લીંટીના જ્યેષ્ઠ પુત્ર પર જ ઉતરે એવો વંશપરંપરાગત હક્ક તુર્કોના સુલતાનને હાથે કરાવી લેવા માટે અને અત્યાર સુધીના 'પાશા' નામક ઇલ્કાબને બદલે 'ખેદીવ'નો ઇલ્કાબ પ્રાપ્ત કરવા માટે એણે તૂર્ક રાજસત્તાને દેવાની વાર્ષિક ખંડણી ૩ લાખ ૨૦ હજાર પૌંડને બદલે ૬ લાખની ચુકવવાના ખતદસ્તાવેજ કરી આપ્યા. યુરોપી સીન્ડીકેટોની સાથે સટ્ટા ખેલવામાં એણે કરોડોનો ધુંવાડો કર્યો. એબીસીનીઆ દેશ પર બેવકૂફીભરી ચડાઇ મોકલવામાં પણ લાખોનું પાણી કર્યું. એમ ચોતરફથી લૂંટાતા એ રાજાએ વારંવાર વસ્તી પર 'ચાબુકનો અમલ' ચલાવી નાણાં પડાવ્યાં. તે છતાં પણ એની ફનાગિરીનો સર્વભક્ષી ખાડો ન પૂરાયો એટલે એણે યુરોપની બજારોમાં લોનો ઉઘાડી. એક પછી એક લોન ચાલુ થઇ, ન્યુબર પાશા નામના એના લોભી પ્રધાનને એણે હરકોઇ ઇલાજે લોનો ઉઠાવવા યુરોપ મોકલ્યો, અને મૂળ રકમના ૬૦ ટકા પણ ન ઉપજે એટલા બધા ઉડાઉ વ્યાજે પોતાના રાજા માટે ન્યુબરે એ કરજો કર્યાં. તેમાંથી ન્યુબરે પણ પોતાનો મોટો હિસ્સો સેરવી લઇ પોતાનાં ગજવાં ભરી લીધાં. એ રીતે ઇસ્માઇલના રાજ્યારોહણના વર્ષ ઇ. સ. ૧૮૬૩થી માંડી ઇ. સ. ૧૮૭૬ સુધીનાં તેર વર્ષોની અંદર, એના પૂર્વગામીઓના સમયનું જે રાજકરજ ૩૬ લાખ ૯૩ હજાર પૌંડનું હતું, તે વધીને ૯ ક્રોડ, ૪૦ લાખ ને ૯૦ હજારના આંકડા પર આવી પહોંચ્યું. એમાંથી ફક્ત ૧ કરોડ ને ૬૦ લાખ,

સુએઝની નહેરના શેરો ખરીદવામાં વપરાયા. બાકીનું તમામ દ્રવ્ય વિલાસ, ભપકા ને સટ્ટામાં ભક્ષાઇ ગયું.

## એહાલ ફેલાહ

આ રાક્ષસી રકમનું ફક્ત વાર્ષિક વ્યાજ જ ૪૦ લાખ પૌંડનું ચડતું હતું. તે ઉપરાંત રાજવહિવટનું ખર્ચ તો જુદું હતું. આટલી ગંજાવર રકમ દર વર્ષે ઉભી કરવાનો બીજો એક પણ ઇલાજ નહોતો—સિવાય કે ફેલાહોને નીચોવવા. દરેક વર્ષનું મહેસૂલ વસૂલ કરવા હાથમાં ચાબુક લઇને નીકળતી વસૂલાતી ખાતાંવાળાઓની સવારીનાં એ દશ્યો જોયાં ન જાય તેવાં કમકમાટી ઉપજાવનારાં હતાં. ચાબુકોના ફટકા વડે ફેલાહોના બરડા ફાડી નાખીને તેઓનાં ઘરબારની ઘરવકરી પણ ઝુંટાવી લેવામાં આવતી અને તે પછી પણ બાકી રહેતી લેતરી ચુકવવા માટે ફેલાહોને નાણાં ધીરનારા ગ્રીસ દેશના નિર્દય વ્યાજખાઉ શાહુકારોને વસુલાતી અધિકારીઓ પોતાની સાથે જ ગામોગામ ફેરવતા. એ સમયની ગ્રામ્ય દરિદ્રતાનું કરુણાજનક ચિત્ર આલેખતાં વીલ્ફ્રેડ બ્લંટ નામનો અંગ્રેજ પ્રવાસી પોતાની સગી આંખે દીઠેલી અવદશા વર્ણવે છે કેઃ—

“ યુરોપી લેણદારો પોતાના વ્યાજ માટે પોકાર કરે છે ને દુષ્કાળ ફેલાહોનાં દ્વારમાં જ ઉભો છે : એ દિવસોમાં ખેતરોની અંદર માથા પર પાઘડીવાળો ફેલાહ તો શોધ્યો ય જડતો નથી. શિયાળાની શરીર વીંધતી ઠંડીમાં પણ ફેલાહને શરીરે અકેક ફાટેલ કુડતા સિવાય અન્ય કશું ઢાંકણ નથી. ગામડાંના શેખોને પણ પહેરવા ઝબ્ભા નથી મળતા. મહાલોની બઝારોમાં બેસુમાર ગ્રામ્ય ઓરતો એકઠી થઇને પોતાનાં છેલ્લામાં છેલ્લાં રૂપાનાં ઘરાણાં તેમજ વસ્ત્રો પોતાના વ્યાજખાઉ ગ્રીક લેણદારોને વેચી રહી છે. કેમકે વસુલાતી અમલદારો ચાબુક લઇને ગામમાં આવી પહોંચ્યા છે. પોતાનાં અંગોની એબ ઉઘાડી કરાવી રહેનાર રાજસત્તાને શાપ દેતી દેતી આ અર્ધનગ્ન ઓરતો પ્રવાસીઓની સન્મુખ પોતાના સંતાપો રડી રહી છે.”

બીજો પ્રવાસી વેલેન્ટાઇન શીરોલ પણ મિસરમાં પોતાની નજરે જોએલાં પ્રજાદુઃખોની હારમાળા ગુંથીને આ પ્રમાણે અર્પણ કરે છેઃ—

૧. પોતાનાં ખેતરો છોડીને ખેદીવનાં તથા તેના માનીતા પાશાઓનાં વિશાળ ખેતરો પર વિનાપૈસે કામ કરવા ઘસડાઇ જતો અધભૂખ્યો ફેલાહ.

૨. પાશાઓની જમીનોને પાણી પાવા માટે નીલાની નહેરોને સદા વ્હેતી રાખવા ચાબુકને જોરે ફરજીઆત વેઠ કરતો, કાદવ કાઢતો ફેલાહ.

૩. દૂર દૂર સુદાનના પ્રદેશમાં મોકલવાના લશ્કરમાં ભરતી કરવા માટે જોરજુલમથી જુવાન ખેડુતોને ભરતીનાં મથકો પર ઉઠાવી જવાના બંદોબસ્તો, કે જેને મિસરી માતાઓ પોતાના નૌજવાન બેટાઓ ઉપર મોતની સજાઓ જ સમજતી, તેમાંથી રોકડ રકમ આપીને ઉગરવા માટે મિસરી કુટુંબો પાસે નાણાંનો અભાવ

૪. ત્રણ ત્રણ ને ચાર ચાર વખત એના એજ કરો ઉઘરાવી વસૂલ લેવા માટે ફેલાહોના પગની પાનીઓ ઉપર 'કુર્બાશ' નામનો ચાબુક છડેચોક ફટકારવાની નિર્દય પ્રથા પૂર જોશમાં ચાલી રહી હોવા છતાં એક ફુટી બદામ પણ ન આપી શકનાર ફેલાહોએ નાસી જઇ ઉજ્જડ કરેલાં ગામડાં.

૪. મકાઇની અકેકેક મુઠી માટે વિલાપ કરતી ફેલાહ–ઓરતો ને અધમુવાં બચ્ચાંઓ.

"રાજા ઇસ્માઇલ જે વેળા કેરો નગરમાં પોતાના વિલાસ મહાલી રહ્યો હતો, મિસરીઓ અને યુરોપી લોકો જ્યારે એની ઉડાઉગીરીમાંથી ભક્ષ કરી રહ્યા હતા, ત્યારે નીલા નદીની એ રસાળ ખીણની અંદર આવા સિતમો પ્રવર્તતા હતા."

"મિસરી ફેલાહ દુનિયાના કોઇ પણ પ્રજાજન જેટલો જ ભલો ને પ્રમાણિક છે; આનંદી, ઉદ્યમી, કાયદાને આધીન, અને કેવળ

મદિરાપાનથી જ મુક્ત છે એમ નહિ, પણ બીજી અનેક માદક આદતોથી મુક્ત છે. મિસરી ફેલાહ જુગારી પણ નથી, દુરાચારી પણ નથી. પિતા તરીકે પ્રેમાળ, પુત્ર તરીકે આજ્ઞાંકિત, મુંગાં પ્રાણીઓ પ્રતિ માયાળુ, વૃદ્ધો, ભિક્ષુકો અને દિવાનાઓ પ્રતિ દયાળુ છે. એનામાં જાતિગત, બલ્કે મોટે ભાગે ધર્મગત રાગદ્વેષો પણ નથી. ફક્ત તેઓનામાં એક ઉણપ છે, અને તે દ્રવ્યલોભની. પરંતુ તેને કારણે તો મોટામાં મોટી માનવ-સંખ્યાનું મોટામાં મોટું કલ્યાણ સાધે તેવી એકે ય બીજી પ્રજા મિસરી ફેલાહની તોલે આવે તેમ નથી. રાજદ્વારી જગતમાં એને ફક્ત એટલી જ અભિલાષા છે કે "સહુ જીવો : અમને પણ જીવવા દો !" એથી વિશેષ કશું નહિ. એ ફક્ત એટલું જ માગે કે 'અમને અમારી મહેનતનાં ફળ ભોગવવા દો, અમને કશી દખલ વગર અમારી વસ્તુઓ વેચવા ખરીદવા દો, અને અમને કરવેરાથી બચાવો.' આટલું જ એ માગે છે. એણે યુગયુગો સુધી સિતમો સહ્યા છે, છતાં હૃદય નથી ગુમાવ્યું. એનામાં ભલે ભપકેદાર સદ્‌ગુણો નહિ હોય; સ્વદેશાભિમાન, ધર્મ-ઝનૂન અને આત્મ-સમર્પણની અદ્‌ભૂત ઉદારતા નહિ હોય; તો સાથેસાથ એનામાં ભપકેદાર દુર્ગુણો યે નથી. જાહેર પ્રજાને ખાતર યાહોમ કરવાનું એને નથી આવડતું, તેમજ પોતાનાં જાતબંધુઓને ગુલામીમાં ફસાવવાનાં કાવત્રાં કરતાં પણ એને નથી આવડતું. આટલા આટલા અમાનુષી જુલ્મોની ઝડી વરસતાં છતાં તે દિવસોમાં ફેલાહના મ્હોંમાં બળવાનો એક બોલ પણ નહોતો ફફડતો; નહિ કે તેઓના દિલમાં પોતાના કાજકર્તા પ્રતિ કોઇ વ્હેમીલો ભક્તિભાવ ભર્યો હતો. ના, તેઓને રાજપ્રકરણી રાગદ્વેષ જ નહોતા. ખરૂં કારણ તો એ હતું કે બળવાનું ઝનૂન એક ઘેટાના ટોળામાં હોઇ શકે તેથી વિશેષ આ મિસરી પ્રજાજનની પ્રકૃતિમાં હતું જ નહિ."

*

## પરદેશીઓના ખાસ હક્કો : Capitulations

કોઇ પણ રાજ્યને સુખી કરી શકે તેવી આ પ્રજાને જુલમની જે ચક્કી પીસી રહી હતી, તે ચક્કીનું એક પડ હતો ઇસ્માઇલ ને બીજું પડ હતી પરદેશની વસાહતી પ્રજાઓ. યુરોપ અમેરિકાની નાનીમોટી તમામ પ્રજાને પૃથ્વીના પટ ઉપર મિસર સમાન કાયદેસર ચોરીલૂંટ અને અનાચાર સેવવાનું અન્ય કોઇ પણ અનુકૂલ સ્થલ સાંપડેલું નથી. એકંદર એ પ્રજાઓ આટલી છે:—

ફ્રાન્સ, ઇટાલી, ઇંગ્લાંડ, જર્મની, આસ્ટ્રીઆ, રશીઆ, હોલાંડ, સ્પેઇન, સ્વેડન, ડેન્માર્ક, બેલ્જીઅમ, પોર્ટુગાલ, ગ્રીસ, યુનાઇટેડ સ્ટેટસ અને બ્રાઝીલ: કુલ પંદર ગોરી પ્રજાઓ. આ પ્રજાઓ મિસરમાં કેવા કેવા અદ્‌ભૂત હક્કો ભોગવી રહી હતી:—

૧. એ પંદરે રાજ્યોની સંયુક્ત સંમતિ સિવાય એમાંના એક પણ રાજ્યની મિસરવાસી પ્રજા પર (જગાત સિવાય) એક પણ કરવેરો નાખી શકાય નહિ.

૨. એ પરદેશીઓ પૈકી કોઇ પણ મનુષ્યના મકાનમાં, એના રાજ્યના એલચીની હાજરી તથા મંજુરી વગર, પોલીસથી અથવા કોઇ પણ સત્તાધારીથી પેશકદમી કરી શકાય નહિ.

૩. એમાંના કોઇ પણ ગુનેહગાર ઉપર સ્થાનિક મિસરી અદાલતથી મુકર્દમો ચલાવી શકાય નહિ.

મિસરી રાજશાસનની અંદર ડગલે ને પગલે મુસ્કેલીઓની અટપટી જાળ ઉત્પન્ન કરનારા આ હક્કો કેવી રીતે જન્મ પામ્યા તેનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. પંદરમી અને સોળમી શતાબ્દીઓમાં, કે જ્યારે તૂર્ક શહેનશાહતનું પરિબળ યુરોપમાંની સર્વે પ્રજાઓને થરથર કમ્પાવતું હતું અને એનો સત્તાવિસ્તાર એશિયાનાં તમામ ઇસ્લામી રાજ્યોની ઉપર પથ-

રાઇ ગયો હતો, તે વખતે સત્તા વિનાની, માંયકાંગલા સરખી, તૂર્કીની તલવારના ચમકાટમાં અંજાતી આ પંદર ખ્રિસ્તી પ્રજાઓને તૂર્કીમાં વ્યાપારવાણિજ્ય ચલાવવા માટે આવતી જતી કરવા માટે તૂર્ક શહેનશાહોએ તેઓના સુરક્ષણને સારુ જરુરી જણાતી આ બધી મહેરબાનીઓ બક્ષી હતી. ધર્મઝનૂની ઇસ્લામીઓની વચ્ચોવચ્ચ આવીને વસવાનું કામ તે દિવસોમાં ખ્રિસ્તીઓને માટે વિકટ હતું. ધર્મનાં વૈર બન્ને જાતિઓ વચ્ચે એટલી હદ સુધી વધ્યાં હતાં કે આવા કશા રાજરક્ષણ વગર ખ્રિસ્તીઓને રંઝાડવાનું કામ મુસ્લીમોને માટે સ્હેલું હતું. તેઓની વારે ધાઇ આવે તેવી જોરાવર રાજસત્તા તેઓના પોતાના મુલ્કોમાં કાં તો હજુ તૈયાર નહોતી અથવા તો સેંકડો ગાઉને અંતરે બેઠી હતી. એક સમર્થ રાજસત્તાએ નિર્બલ આશ્રિતો પ્રત્યે દાખવેલી આવી થોડી મહેરબાનીઓ સમય જતાં જતાં ત્રણ જ શતાબ્દીઓમાં જોરાવર હક્કોનું સ્વરૂપ ધારણ કરશે, એવો તો ખયાલ સરખો યે એ બક્ષનાર પાદશાહોને આવ્યો નહોતો. એટલું જ નહિ પણ કોઇએ એ ખયાલ સૂચવ્યો હોત તો એ સૂચવનારને પણ તૂર્ક શહેનશાહે મશ્કરીથી જ વધાવ્યો હોત.

જ્યાં જ્યાં તૂર્ક સત્તા પ્રવર્તતી હતી ત્યાં ત્યાં સર્વત્ર પરદેશી ખ્રિસ્તીઓને આવી મહેરબાનીની ઓથ લઇ વસવાટ કરવાની મંજુરી મળી. પરંતુ પછી તો એ હક્કો બક્ષનારી સત્તાનો ક્ષય ને એ સ્વીકારનારાં રાજ્યોનો ઉદય શરુ થયો. જોતજોતામાં તો એટલો મોટો ભાગ્યપલટો આવી પડ્યો કે પછી તો એ મહેરબાનીઓએ સત્તાધિકારનું સ્વરૂપ ધારણ કરી લીધું. એ હક્કોની આસપાસ અનેક કિસ્સાઓની, લાભમાં ઉતરેલા અનેક ચુકાદાઓની, દૃષ્ટાંતોની, બનાવોની વગેરે સજ્જડ જમાવટ થઇ પડી. તાંતણા ઉપર તાંતણા વીંટાતાં વીંટાતાં અતુટ રસીઓનાં રુપ બંધાઇ ગયાં. પછી તો એ ખાસ હક્કો માલિકના કૃપાકટાક્ષ પર નભતા મટી જઇને પંદરે યુરોપી પ્રજાઓના શસ્ત્રબળને આધારે જોર કરવા લાગ્યા.

આ બધું બન્યું તો તુર્ક સત્તાના સર્વે મુલકોમાં, પણ મિસરમાં તો એ રુપાન્તરની અવધિ જ આવી ગઇ. મિસરી ખેદીવોએ એક પછી એક એ મહેરબાનીઓના જથ્થામાં ઉમેરો જ કર્યા કર્યો. અને આખરે ઇસ્માઇલ જેવા યુરોપ–અવલંબી રાજાના અમલમાં તો એ તમામ હક્કોની શિલાઓ મિસરી પ્રજાની છાતી પર અસહ્ય બનીને ચંપાઇ ગઇ. એ હક્કોના જોર પર વિદેશીઓએ કેવો કેવો પ્રજાદ્રોહ ભજવ્યો છે તેનો ચિતાર આપીએ:—

કોઇ પણ વિદેશી પોતાના મકાનમાં–પછી તે ખાનગી ઘર હો વા દુકાન હો–ચોરાઉ માલ સંતાડે, દાણચોરી કરીને કોઇ પદાર્થ છુપાવે, અથવા કોઇ ગુનેહગારને આશરો આપે, તો મિસરી પોલીસની અંગત પાકી માહેતી હોવા છતાં પણ તેઓની મગદૂર નહોતી કે એના ઘરના દરવાજામાં ડગલું પણ માંડી શકે. જે રાજ્યનો એ પ્રજાજન હોય, એ રાજ્યના કોન્સલની શોધ કરવા નીકળવું પડે, ઘણે ભાગે તો કોન્સલ સાહેબને કાને બાતમી પહોંચી જવાથી પોતાના પ્રજાજનને કાયદાની ચુંગાલમાંથી બચાવી લેવા માટે એ સાહેબ પોતાનો પતો જ ન લાગવા દે, અને પતો લાગ્યા પછી એમને સમજાવી ફોસલાવી ગુન્હાવાળા મકાન પર લાવવા દરમીઆન તો પેલા ગુન્હો કરનાર પરદેશીને એના ગુનાહિત માલ સહિત સહીસલામત સ્થળે ખસેડવાનો પુષ્કળ સમય મળી જ ગયો હોય. આ રીતે પોલીસોનો ચાહે તેવો ચકોર જાપ્તો પણ આવા હક્કની સામે નિરર્થક જ નીવડવાના કિસ્સા રોજેરોજ બનતા હતા. મિસરી સત્તા લાઇલાજ હતી. ગુનાહ કરનાર ઇસમ એક જ પ્રજાનો પ્રજાજન હોવાને બદલે જો બે જુદી જુદી રાજસત્તાના બે ભાગીઆ હોય, તો તો વળી એ બન્નેના કોન્સલોની હાજરી આવશ્યક બનતી. જેટલા જેટલા રાજ્યના પ્રજાજનો એ મકાનમાં સંડોવાયા હોય, એ તમામ રાજ્યના પ્રતિનિધિઓનું ટોળું એકઠું કરવાની કાળી મહેનત લઇને મિસરી પોલીસનો જીવ જતો હતો, ને પરિણામ તો શૂન્ય જ આવતું હતું. ઉપરાંત પરદેશીઓને આવું રક્ષણ મળતું હોવાથી ઘણી ઘણી મિસરી પેઢીઓ પણ એ પરદેશીઓનાં નામનો

ઓથ લઇ, કાયદાની ચુંગાલમાંથી છટકી શકતી ને ચાહે તેવો ગુનાહિત વ્યવસાય સહુ કોઇ જાણે તેમ ચલાવ્યે જતી. એ જ રક્ષણ મિસરના બારામાં નાંગરેલાં વિદેશી જહાજોને પણ મળતું. જગાતચોરી કરીને અનેક પેઢીઓનો ગુનાહિત માલ એ જહાજ ઠલવતું હોય, અને પરદેશી એલચીનો પતો લાગ્યા પહેલાં તો એ યથેચ્છ ચોરી કરીને ચાલી પણ નીકળે. આ રીતે જગાત જેવા સર્વમાન્ય કરમાંથી પણ ગોરા પરદેશીઓ આબાદપણે છટકી જઇ, મિસરની કાયદેસર મ્હેસૂલ પર મોટો કાપ મૂકતા હતા.

એ તો જડતી લેવાના વિધિની મુશ્કેલી : પરંતુ એ જ મુશ્કેલી ગુનેહગારને ગિરફ્તાર કરવામાં પણ આડે આવીને ઉભી રહેતી. છચોક ગુનોહ બન્યો હોય છતાં એલચીઓની ગેરહાજરીમાં ચાહે તેવા ભયાનક ગુનેહગારનું કાંડું પણ પકડી શકાતું નહોતું.

અને ઇન્સાફના અવાજને રુંધવા પણ એ જ કાયદાઓ આવીને હાજર થતા હતા. પરદેશી જ્યારે ફરીઆદી હોય ત્યારે તો ઠીક, પણ મિસરી રૈયતની સામે એ ગુનાહ કરીને પકડાયો હોય ત્યારે પણ એના પરનો મુકદ્દમો ચલાવવાનો અખત્યાર મિસરી અદાલતોને નહોતો. પોતપોતાના રાષ્ટ્રીય કોન્સલની અદાલતોમાં એનું કામ ચાલતું, મિસરી ફરીઆદી પોતાના જ દેશની અંદર રહેતો છતાં એને એ પરદેશી ન્યાયમંદિરને દ્વારે દાદ લેવા ખડા થવું પડતું હતું, અને એ અદાલતોના ન્યાયાધીશો સેંકડે નેવું ટકામાં તો પોતાના જ દેશબંધુના લાભમાં ફેંસલો ચુકવતા. વિચિત્રતા તો એ હતી કે આવા ફેંસલા પર અપીલ કરવા માટે મિસરી પ્રજાજનને તહોમતદારના વતનના મુલકની ઉપલી અદાલતો પાસે દાદ માગવાની હતી. પોતે તો એ દેશમાં હાજર રહી શકતો નહિ, એને વકીલ પણ તે દેશનો જ રોકવો પડે, અને ઉપલી અદાલતોના વિદેશી ન્યાયાધીશો કોઈ પણ સાહેદોની જુબાની વગર, સ્થાનિક પરિસ્થિતિના ભાન વગર, કેવળ કાગળમાં લખાઇ આવેલી જુબાનીઓ પરથી સેંકડો ગાઉને અંતરે બેસી ઇન્સાફ તોળે. એ તોલાં ત્રાજવાં કેવાં હોઇ શકે તેની કલ્પના સ્હેજે બાંધી શકાય

છે. એવા હજારો દાખલા મોજૂદ છે, કે જેમાં ચોરી, ખોટી સહી, અને ખૂન જેવા ગુનાહોના વિદેશી તોહમતદારો—સમાજના અધમમાં અધમ માનવીઓ અને મિસરી પ્રજાના કટ્ટર શત્રુઓ—પોતાના દેશના કોન્સલોને ઇન્સાફ માટે સોંપાયા પછી કાં તો મુકર્દમો ચાલ્યા પહેલાં જ છટકી જઇ અથવા તો સજ્જડ સાબીતી પૂરાવા પડવા છતાં પણ પોતાના રુશ્વતખોર રાષ્ટ્રીય ન્યાયાધીશોના હાથમાંથી અણિશુદ્ધ મુક્તિ મેળવી, અથવા તો પોતાના ઘોર અપરાધોના બદલામાં નજીવી જ સજા ભોગવીને પાછા પોતાના પાપી ધંધાને ધમધોકાર ચલાવવા માટે મિસરને કિનારે હિમ્મતભેર ઉતરી પડતા. હત્યા, અનાચાર, તોફાન, દાણચોરી, ઇત્યાદિ ગુનાહો આચરવાનો આવો સદર પરવાનો લઇને ફરનાર એ લાખો ગોરા વસાહતીઓની સામે મિસરનો ચીથરેહાલ ને પાપભીરુ ફેલાહ લાઇલાજ બની ઉભો હતો. બુરખાનશીન મિસરી કુલાંગનાઓ એ નફ્ટોના પાપ—ફાંસલામાં ફસાવાના ડરની મારી, અસહાય પંખીણીઓ શી ફફડતી હતી. મિસરી વેપારી એ વિદેશી ચોટ્ટાઓની સામે વ્યાપારવણજની સ્પર્ધામાં ટકી શકતો નહોતો.

આટલું જ બસ નહોતું. પરદેશીઓના વિશિષ્ટ હક્કોએ તો કાળા નાગની માફક મિસરના દેહ ઉપર અનેકાનેક ભરડા લીધા હતા. એમાંનો એક ભરડો એ હતો કે કોઇ પણ નવો કાયદો આ પંદર પરરાજ્યો માહેલા પ્રત્યેકની સંમતિ પામ્યા વગર જો મિસરી સરકારને હાથે ઘડવામાં આવે, તો તે કાયદો વિદેશી વસાહતીઓને લવલેશ લાગુ પડી શકે જ નહિ. પંદરમાંથી એક જ રાજ્યસત્તાનો ઇન્કાર બાકીના તમામની સંમતિને રદબાતલ ઠરાવી શકે. અને પંદરે સત્તાની એક સામટી સંમતિ તો મિસરનો કોઇ દેવતા પણ મેળવી શકે તેવું નહોતું રહ્યું. પરદેશી પ્રજાઓ પોતાની સાથે વેશ્યાગારો, દારૂની દુકાનો, જુગારખાનાંઓ, જુઠા સિક્કા પાડવાની છુપી ટોળીઓ, વગેરે સાધનો લઇને મિસરમાં આવેલા હતા. અથવા તો મિસરમાં જ તેઓએ પોતાની

જરૂરીઆતો સંતોષવા માટે એનાં સર્જન કરેલાં હતાં. એમાંની એક પણ બદી ઉપર મનાઇહુકમ કાઢવાની તાકાદ મિસરી સરકાર ધરાવતી નહોતી. નીતિ અને ચારિત્ર્યની ચોકીદારી કરવાની એની સત્તાને આ પરદેશીઓ સાથેની જૂની સંધિઓએ ઝુંટવી લીધી હતી. તેમ એવા અધમ ગુન્હા બદલ મિસરી ઇન્સાફ કોઇ વિદેશીનાં બાવડાં બાંધી શકતો નહોતો.

પ્રજાની સુખાકારીને સારૂ પૈસા જોઇએ. પરંતુ એ પૈસા પ્રાપ્ત કરવા માટે નવા કરો પણ પરદેશીઓ પર નાખવાનું મંજૂર નહોતું. મોટા કરોની કથા તો દૂર રહી, રાજશાસનનો વધુમાં વધુ લાભ ઉઠાવનારા ને ધીકતી કમાણી રળનારા પરદેશીઓ જ હોઇ રાજશાસનના ખર્ચનો મોટો બોજો તેમના પર જ પડવો જોઇએ એવા નિયમની વાત તો વેગળી રહી, પરંતુ શહેર-સુધરાઇની સલામતી માટે જાજરૂ પર કોઇ ઝીણા કર નાખવાની દરખાસ્તો સુદ્ધાં એ પંદરે પ્રજાના એકત્રિત અવાજ વગર નિરર્થક હતી. મિસરી સરકારની સન્મુખ બે જ માર્ગો ખુલ્લા હતા : કાં તો ફક્ત મિસરીઓની જ ગરદન પર વધુ કર-વેરાની શિલાઓ લગાવે : ને કાં તો મિસરના પાટનગરને, અન્ય શહેરોને અને નીલા નદીની નહેરોને સાફસુફીને અભાવે જહન્નમનાં સંસ્થાનો બની જવા દે—કે જે બનાવવામાં પણ બીનજવાબદાર પરદેશીઓની જ ગંદી આદતો ગુન્હેગાર હતી.

એ કાળજૂના કોલકરારોની ઓથે પરદેશીઓ ગુનાહની સજાથી ઉગરી જતા, નવા કરવેરાથી મુક્ત હતા ને નીચ ધંધાઓ ધમધોકાર ચલાવે જતા, એટલા જ લાભોથી આ ટીપ ખલ્લાસ થઇ શકતી નથી. એ બધા તો નકારાત્મક ફાયદા : હવે નગદ લાભોની વાત સમજીએ. આ કોલકરારો તો અનેક પરદેશીઓને છલોછલ દ્રવ્યો-પાર્જનના સીધેસીધાં સાધન સ્વરૂપ હતાં. અને તે શી શી રીતે?

૧. પરદેશીઓ ઉપર પોતાનું ચાહે તેવા સજ્જડ સાક્ષીપૂરાવા વાળું લાખોનું લેણું વસૂલ લેવા આવનાર મિસરીએ તો એ

પરદેશીની પક્ષપાતી અદાલતમાં જ દાખલ થવું પડતું. ને એ મંદિરમાં કેવો ઇન્સાફ એને માટે રાહ જોતો હતો તે આપણે જોઇ ગયા. એનું લેણું મોટે ભાગે રદબાતલ જ જતું.

૨. એથી ઉલટું, કોઇ પણ મિસરી ઉપર ચાહે તેવા બનાવટી દરદસ્તાવેજો ખડા કરીને જંગી રકમનું જુઠેજુઠું લેણું વસૂલ કરવાને માટે પોતાની અદાલતમાં પહોંચી રુશ્વત પાથરી દેનાર કોઇ પણ પરદેશી એ પાયાવિનાનું લેણું પ્રાપ્ત કરી લઇ શકતો. આ કુટિલ સાધનની સહાયથી પરદેશીઓએ હજારો ગરીબ મિસરીઓને ઉન્હે આંસુડે રોવરાવ્યા હતાં.

૩. એ બન્ને કરતાં પણ અધિક કસદાર તો હતી ખુદ મિસરી સરકાર ઉપર નુકશાનીના દાવા માંડવાની કરામતો. કોઇ પણ બ્હાનાની ઓથ લઇ પોતાની પેઢીઓને ઉલાળી મૂકવી, અને પછી એ પેઢીઓના નાશનું આળ સરકાર પર ચડાવીને નુકશાનીની ભરપાઇ માગવી, એ હતો વિદેશીઓનો સોનેરી વ્યવસાય. એ પેઢીઓનું તૂટવું અન્ય ચાહે તે અંગત કારણોને આભારી હોય અથવા અકસ્માતને આધીન હોય, છતાં ખુદ સરકારને જ એ જવાબદારીમાં સંડોવવાનું સ્હેલું હતું. કોઇની માલમિલ્કત ચોરાય તો સરકારનો વાંક, કે ઓછી પોલીસ રાખે છે! કોઇની નૌકાને નીલા નદીમાં જફા લાગે તો સરકારનો દોષ, કે નીલાનો કાદવ બરાબર સાફ કરાવવામાં આવતો નથી! અને એ બધી નુકશાનીઓના દાવા સરકાર પર મંડાય, એટલું જ નહિ પણ ઇસ્માઇલ જેવો ખેદીવ એની ભરપાઇ પણ કરી આપે.

એક વાર ઇસ્માઇલના મહેલમાં કોઇ યુરોપી અતિથિ મુલાકાતે આવ્યો હતો. મહેલની બારી ખુલ્લી પડી હતી. ત્યાંથી લગાર પવનની લહરી આવતી હતી. ઇસ્માઇલે તૂર્ત જ પોતાના ચાકરને અવાજ કરી આજ્ઞા દીધી કે "જલ્દી આ બારીને બંધ કરી દે, નહિ તો કદાચ આ મહેરબાનને શરદી લાગશે, ને મારે એ બદલ ૧૦ હજાર પૌંડ ભરી દેવા પડશે!"

ઇસ્માઇલના આ ઉદ્‌ગારમાં અતિશયોક્તિ નહોતી તે પૂરવાર કરવા માટે તો એક જ હકીકત બસ થશે : જે વેળા ઇસ્માઇલના પ્રધાન ન્યુબર પાશાએ, આઠ વર્ષ સુધી પંદર પરદેશી સત્તાઓ સાથે જીકર કર્યા પછી કાળી મહેનતે પેલી જુદી જુદી કૉન્સલોની અદાલતોને બદલે દેશી ને વિદેશી ન્યાયાધીશોની બનેલી નવી "મિશ્ર અદાલતો" ની સ્થાપના કરી દેશી–પરદેશીઓની વચ્ચેના અથવા તો ભિન્ન ભિન્ન દેશના પરદેશીઓ વચ્ચેના મુકર્દમાઓ પતાવવાની નવી યોજના અમલમાં મૂકી, ત્યારે એ નવીન અદાલતની સમક્ષ મિસરી સરકાર પર ચાર કરોડની રકમ સુધીની નુકશાનીના દાવા મૌજૂદ ઉભા હતા. અને એ ચાર કરોડની બનાવટી રકમમાંથી ખરેખરી નુકશાની કેટલી હશે તેનું માપ કાઢવા માટે પણ એક જ વિગત બસ થશે, કે ત્રણ કરોડ ફ્રાંકનો એક રાક્ષસી દાવો કરનારને આ અદાલતે વ્યાજબી રકમ તરીકે ફક્ત ૧૦૦૦ પૌંડ અપાવ્યા હતા.

પંદર ગોરી પરદેશી પ્રજાઓ પર કરુણા આણીને ચાર શતાબ્દીઓ પૂર્વેની તૂર્ક શહેનશાહતે એનાયત કરેલા અને પાછળથી મિસરી પ્રજાના કાળદૂતો બની ગયેલા આ હક્કોને જગત 'કેપીચ્યુલેશન્સ' ના નામથી પિછાને છે. એ કેપીચ્યુલેશનોએ મિસરને મ્હોં બાંધીને માર્યે જ રાખ્યું છે. ગોરા પરદેશીઓનો ગળાબૂડ કરજદાર અને ડૂબતો ડૂબતો પણ યુરોપી ગોરાઓની કનેથી નાણાં માગનાર ખેદીવ ઇસ્માઇલ પોતાના દેશને આ સિતમોમાંથી બચાવવાનો અવાજ કાઢી શકે તેમ નહોતો. એનું તો મન તો હજુ યે મનસ્વી વ્યાજે થાપણો ઉભી કરવામાં જ પરોવાએલું રહેતું.*

---

* અંગ્રેજ ઇતિહાસકારોએ પોતાના દેશવાસીઓનાં પાપો ઉપર પડદો નાખવા ખાતર ઇસ્માઇલના એકલાના જ ઉપર મિસરના નાશનો આરોપ ખડકેલો છે. પરંતુ ઈસ્માઇલની કારકીર્દિની બીજી બાજુનું ભાન થતાં આપણને સમજાય છે કે મિસરનો નાશ કરનાર કેવળ ઇસ્માઈલની અંગત ઉડાઉગીરી નહોતી પણ મિસરને જલ્દી જલ્દી

એક દિવસ મિસરના હાથપગ બાંધી લેવા આવવાનું હતું. એ સેતુ તે આર્થિક હિતની સંકળામણનો.*

પાર્લામેન્ટની પરવાનગી વગર એક ખાનગી કંપનીના વહિવટમાં બ્રિટીશ રાજને ભાગીદાર બનાવવાનું આ વડા પ્રધાનનું પગલું શરુમાં તો વગોવાયું. પરંતુ ડિઝરાએલીએ ભૂલ નહોતી કરી. બ્રિટનના રાજનીતિજ્ઞો આ સાહસનું પરિણામ દૂરના ભવિષ્યમાં દેખી શકયા હતા. એટલે જ ત્યાંના મુખ્ય વર્તમાનપત્ર 'ધી ટાઇમ્સ'માં નીચે લખ્યા શબ્દો પ્રગટ થયા :

"આ દેશની તેમજ અન્ય દેશોની જાહેર પ્રજા બ્રિટીશ સરકારના આ મહત્ત્વના પગલાને વેપારી દષ્ટિએ નહિ પણ રાજ-પ્રકરણી દષ્ટિએ નિહાળશે. તેઓ આ પગલાની અંદર બ્રિટીશ રાજ્યના અંતિમ ઇરાદાની જાહેરાત તેમજ એ ઇરાદાની દિશામાં સક્રિય પ્રવૃત્તિની શરુઆત ઉકેલી શકશે. સુવેઝ નહેરના શેરોની ખરીદીના સવાલને બ્રિટનના મિસર સાથેના ભાવી સંબંધના સવાલથી જૂદો પાડવો શક્ય નથી....ખરી વાત એમ છે કે જો કદાચ બહારના કોઇ આક્રમણથી અથવા આંતરિક સડાને લીધે તૂર્ક સામ્રાજ્યનું આર્થિક તેમજ રાજદ્વારી ભંગાણ નીપજે, તો

* ૮૮ મૈલની લાંબી આ સુએઝ-નહેર ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રને જોડે છે. ઇ. સ. ૧૮૬૦માં મહાન ફ્રેન્ચ ઇજનેર દ લાસેપ્સે એક લીમીટેડ કંપની ખડી કરીને સૈદ પાશાની મંજુરીથી આ નહેરનું ખોદાણ આરંભ્યું હતું, એમાં ૨૫ થી ૩૦ હજાર મિસરીઓને ચાર વર્ષ સુધી વેઠે મજુરી કરવા વળગાડયા હતા. મિસરની જ જમીન ૯૯ વર્ષને પટે આપવામાં આવી હતી. કુલ ૨૦ કરોડ ફ્રાન્કની કીમતના શેરોમાંથી ૧૦ કરોડના ફ્રાન્સે ખરીદ્યા હતા, અને બાકીના મિસર રાજ્ય તથા તૂર્ક રાજ્ય વચ્ચે વહેંચાયા હતા. નહેરના નફામાં ૧૫ ટકા મિસરને ભાગે આવવાના હતા. આખરે આ નહેર દરિયાઇ સત્તાની એવી અમૂલખ સુવર્ણ—ચાવી નીવડી, કે બ્રિટને એને હાથ કરી મિસ-રના જ ગળામાં ફાંસીની દોરી તરીકે પહેરાવી રાખી છે. કેમકે હિન્દી સામ્રાજ્યને હાથ રાખવાનું કામ 'સુએઝ'ના કબ્જા વગર બ્રિટનને માટે અશકય છે.

તે વખતે આપણે તુર્ક સામ્રાજ્યના જે વિભાગની સાથે વધુ નિકટને સંબંધે સંકળાએલા છીએ, તે વિભાગની સલામતીના ઉપચારો કરવાનું આપણે માટે જરૂરી થઇ પડશે.”

સુવેઝ-શેરોની ખરીદી પાછળ રહેલી આ સાચેસાચી મતલબ હતી. અને એ નવા ઉભા થએલા હિતની ઓથે મિસરના આંતરિક વહિવટમાં હાથ નાખવાનો સોનેરી પ્રસંગ પણ ઓચીંતો તુર્તમાં જ આવી પહોંચ્યો. શતરંજના પાસા આવી રીતે ફેંકાયા :

કેરો ખાતેના બ્રિટીશ એલચીએ પોતાની સરકાર પર આવો એક કાગળ લખ્યો : નામદાર ખેદીવ મને કહે છે કે એમના નાણાંવહિવટી ખાતામાં ગુંચવાડો જામ્યો છે. એ ગુંચવાડો મટાડવામાં એમના નાણાં-પ્રધાનને મદદરૂપ થઇ પડે તેવો કોઇ આપણો પ્રવીણ સરકારી અમલદાર આપણે એને આપીએ એવી તે નામદાર ઇચ્છા બતાવે છે.

એક અઠવાડીઉં વીતી ગયું. એટલે બ્રિટીશ એલચીએ ફરીવાર પોતાને દેશ લખ્યું : મિસરના નાણાંપ્રધાનની દેખરેખ નીચે ઉપજ-ખર્ચનો હિસાબ સાંભાળી શકે એવા બે પ્રવીણ ગૃહસ્થો લોન તરીકે આપો એવી ના. ખેદીવની ખ્વાહિશ છે.

ફક્ત બે હુશીઆર હિસાબી કારકુનોની નોકરી ઉછીની આપવાની આ માગણી હતી. એનો અર્થ બ્રિટીશ રાજપુરુષોએ જૂદી જ રીતે બેસાડયો. ત્રણ અઠવાડીઆં સુધી તો જવાબ જ ન અપાયો. અને પછી આચીંતા સમાચાર છુટ્યા કે “ નાણાંપ્રકરણી બાબતોમાં સલાહ આપવાની ના. ખેદીવની વિનતિના સબંધમાં એ નામદારની સાથે મસ્લતો ચલાવવા માટે આપણી સરકારે એક ખાસ મંડળ મિસરમાં મોકલવાનું ઠરાવ્યું છે !”

રાજા ઇસ્માઇલ તો આભો જ બની ગયો. એણે તો બે કારકુનો માગ્યા હતા, ‘ સલાહ ’ કયાં માગી હતી ? આમ છતાં ઇસ્માઇલ કંઇક ગેરસમજને પરિણામે કબૂલ થયો. એક જ અઠવાડીઆ બાદ ઇંગ્લાંડથી ખબર મળ્યા કે પાંચ મોટા અમલદારોનું બનેલું એ

મંડળ તૈયાર થઇ ગયું છે અને એને અગ્રપદે ઇંગ્લાંડના પ્રધાનમંડળનો જ એક સભ્ય નીમાયો છે.

આ મંડળને એની કાર્યવાહી સંબંધે જે જે સમજાવટ કરવામાં આવી હતી, તેના લેખિક દસ્તાવેજી કાગળીઆ મોજૂદ છે. એ કાગળીઓ બોલે છે કે મંડળ ઇસ્માઇલને કેવા કારકુનોની જરૂર હતી તે નક્કી કરવા નહોતું જતું, પણ મિસરના રાજ-વહિવટ પર બ્રિટનનો કોઇ પણ પ્રકારનો નાણાંપ્રકરણી અંકુશ કયે માર્ગે સ્વીકારાવી શકાય અને બ્રિટીશ પ્રજાનું આર્થિક હિત મિસરમાં સર્વોપરિ હોવાનો દાવો વ્હેલામાં વ્હેલી તકે શી રીતે સ્થાપિત થઇ શકે તે ચોકસ કરવા જતું હતું. મંડળને કરવામાં આવેલી સૂચનાઓના ગર્ભમાં પણ એક અને એક જ ઇસારો હતો કે હરકોઇ ઇલાજે મિસરના રાજવહિવટમાં આપણી ( બ્રિટનની ) દરમ્યાનગીરીનો મોકો ઉભો કરજો !

પોતાના કર્તવ્યની આવી સ્પષ્ટ સમજ સાથે મંડળ મિસ-રમાં ઉતર્યું. એણે મિસરી રાજ–ખજાનાની પરિસ્થિતિ તપાસવાની માગણી કરી. ઇસ્માઇલ તો સમજી જ ન શકયો કે આ અતિ-થિઓના આગમનની મતલબ શી છે. પોતાના રાજખજાનાની પરિસ્થિતિ ખુલ્લી કરવા એ તૈયાર નહોતો. એ ચ્હીડાયો. પરંતુ એની ચ્હીડ નિરર્થક હતી. નીચી મૂંડ રાખીને પોતાની નાણાં-પ્રકરણી બેહાલી મંડળને બતાવવી પડી, અને બે કારકુનોને બદલે બ્રિટનના એક સમર્થ ‘નાણાંવહિવટી સલાહકાર’ની નીમણુક માટેનો મંડળે કરેલો પ્રસ્તાવ ઇસ્માઇલે શિર પર ચડાવી લીધો.

પરંતુ મિસરને ઠોલવા માટે બીજાં યુરોપી ગીધડાં ટાંપીને જ બેઠાં હતાં. બ્રિટનના હરીફ ફ્રાન્સને આ મંડળની હીલચાલ-ની ખબર પડી કે તૂર્ત જ ફ્રાન્સે મિસર પર પોતાનો પ્રતિનિધિ છોડ્યો. એણે આવીને બ્રિટીશ મંડળના પ્રસ્તાવો કરતાં વિશેષ લોભામણી દરખાસ્તો ખેદીવની સમક્ષ પેશ કરી. ખેદીવે અંગ્રેજ મંડળને “આપનું કામ નથી” કહી વિદાય આપી. એટલે બ્રિટને નવો દાવ નાંખ્યો. બ્રિટીશ સરકારે ઇસ્માઇલને ડરાવીને પોતાની

મતલબના ફાંસલામાં લાવવાનું પગલું લીધું. એણે ઇસ્માઇલને જાણ કરી કે "અમારા મંડળનો અહેવાલ અમે પ્રગટ કરવા માગીએ છીએ."

આ વિશ્વાસઘાત સામે ખેદીવે ઘણા ધમપછાડા માર્યા. ને સાચે જ એ સ્પષ્ટ વિશ્વાસઘાત હતો. કમીશનનો અહેવાલ ખેદીવની અને બ્રિટીશ સરકારની વચ્ચે ગુપ્ત રહેશે અને ફક્ત ખેદીવને કઇ તરેહની નાણાંપ્રકરણી સહાય આપી શકાય તેની વાટાઘાટના આધાર તરીકે જ એ વપરાશે, એવી સ્પષ્ટ સમજ પછી જ ઇસ્માઇલે કમીશનને પોતાના નાણાંપ્રકરણની ખાનગીઓમાં ઉતરવા દીધું હતું. વિશ્વાસઘાતના આવા આરોપ સામે બ્રિટન પાસે કશો બચાવ ન હોવાથી એણે અહેવાલ પ્રગટ કરવાની વાત તો પડતી મૂકી, પણ એણે બીજી વધુ બુરાઇ આચરી: પાર્લામેન્ટમાં કમીશનના અહેવાલ પર જ્યારે પૂછપરછ ઉઠી ત્યારે 'મજકુર અહેવાલ પ્રસિદ્ધિ માટે નથી, એવો સીધો જવાબ આપવો મૂકીને મુખ્ય પ્રધાન ડિઝરાએલીએ જાહેર કર્યું : 'હું તો અહેવાલ પ્રસિદ્ધ કરવા રાજી છું, પણ ખેદીવે આ વાત સામે સખ્તમાં સખ્ત વાંધો ઉઠાવ્યો છે!'

આટલો ઇસારો બસ હતો. મિસરના ગોરા લેણદારોમાં ફફડાટ ઉઠ્યો. યુરોપી બજારમાં મિસરની આંટ કથળી પડી. લાઇલાજ ઇસ્માઇલે જોયું કે આટલી બધી ખરાબી તો કમીશનના અહેવાલની પ્રસિદ્ધિથી પણ ન થઇ હતે. એણે અહેવાલ પ્રસિદ્ધ કરવાની સમ્મતિ આપી. પરંતુ અહેવાલમાં આલેખાએલી આશાજનક હકિકતો પર લોકોને આસ્થા બેસવી હવે અશક્ય હતી. ડિઝરાએલીના કુટિલ ઇસારાએ મિસરની સ્થિતિ વિષે પૂરી બદબો પ્રસરાવી દીધી હતી. પરિણામે યુરોપી ધીરધારનાં બારણાં મિસરને માટે બીડાઇ ગયાં. ઇસ્માઇલ પાશાની પાસે પોતાની નાદારી જાહેર કરવા સિવાય અન્ય ઇલાજ ન રહ્યો. લેણદારોનો પાકેલો હપ્તો એ ત્રણ મહિના સુધી ન ભરી શક્યો.

## નાણાંવહિવટનો કબજો

પરિણામ એ આવ્યું કે મિસર પરનું આખું યુરોપી કર્જ વ્યવસ્થિત ધોરણ પર આણીને એની ભરપાઇ કરવાની એક યોજના ઇસ્માઇલની પાસે ફ્રાન્સે રજુ કરી. બ્રિટનને એથી જુદી જ જાતની બાજી રમવી હતી તેથી એણે પોતાની નિરાળી યોજના પેશ કરી. એ યોજનામાં મિસરને બ્રિટનનું રક્ષિત રાજ્ય બનાવી દેવાનાં બીજ હતાં. 'મિત્ર રાજ્ય'ના ઓઠા તળે ઇંગ્લાંડ મિસરની નાણાંપ્રકરણી જવાબદારી ઉપાડી લઇ પોતાની 'રક્ષક સત્તા' સ્થાપવા માગતું હતું. ઇસ્માઇલે એના પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો. બ્રિટનની પાસે બીજો ઇલાજ નહોતો. એને ફ્રાન્સનું પરિબળ જામી પડવાની દેહશત લાગી. એણે વખત વરતી લીધો. એણે રાજસત્તા તરીકે આ પ્રશ્નમાંથી પોતાનો હાથ ખેંચી લઇ લેણદારોને ઉભા કરીને છુપું દોરીસંચાલન પોતાને હાથ રાખ્યું. બ્રિટીશ લેણદારોએ ફ્રેંચ લેણદારોની સા[illegible]ત યોજનાની વાટાઘાટ આદરી. આખરે બન્ને [illegible]વા[illegible]યે મુજબની યોજના ઇસ્માઇલ સમક્ષ રજુ થઇ:

૧. આખું યુરોપી કરજ વ્યવસ્થિત રીતે ગોઠવતાં એની વાર્ષિક ભરપાઇનો આંકડો પૌંડ ૬૫ લાખ ને ૬૫ હજારનો મુકર્રર થાય છે: એટલે કે મિસરની ઉપજના ૬૬ ટકા.

૨. આ વાર્ષિક હપ્તાની ભરપાઇ કરવા માટે આંતરરાષ્ટ્રીય કરજદારોનું એક રીસીવર-મંડળ નીમવું. આ મંડળના સભ્યોને કોઇ વિશિષ્ટ સત્તા નહિ રહે, પણ ઉલટું તેઓની બહાલી અને બરતરફીનો આધાર ખેદીવાની ઇચ્છા પર રહેશે. [ઇતિહાસમાં આનું નામ "કેઇસે દ લા ડેટ" લખાયું છે.]

૩. આ વાર્ષિક ચુકવણીની રકમની બાંહ્યધરી તરીકે મિસર રાજ્યની આવક પૈકી ચાર સહુથી વધુ સમૃદ્ધ પ્રાંતોનું જમીન મહેસુલ, આલેકઝાંડ્રીઆ અને કેરો બંદરની જગાત, વગેરે સાધનો મિસરની સરકારે રીસીવરોને સુપ્રત કરવાં.

૪. કમીશન ઉપરાંત બે જૂદા કન્ટ્રોલર–જનરલ પણ લેણ-દારોના પ્રતિનિધિ તરીકે નીમવાઃ આ બે કન્ટ્રોલર–જનરલમાંથી એક રાજ્યની આવક ઉપર ને બીજો ખર્ચખાતા ઉપર દેખરેખ રાખશે, બેઉ બજેટની રચનામાં ભાગ લેશે, જો કે એને પ્રધાનમંડળની કાર્યવાહીમાં દરમ્યાનગીરીનો હક્ક નહિ રહે, તેમજ તેઓની નીમણુક ખેદીવની મુન્સફી પર જ અવલંબશે.

આખી યોજનાનાનું બાહ્ય સ્વરૂપ નિર્દોષ હતું. કેમકે કન્ટ્રોલ-રોની ને રીસીવરોની બહાલીબરતરફી ખેદીવની ઇચ્છાને અધીન રહે વાની હતી. એ ઠગારી કલમે આ યોજનાના કરંડીઆમાં છુપાએલા સર્પને જાણે કે પુલહાર[illegible] ઢાંકી દીધો. આ કરામતના કરવૈયાઓ પોતાના દેશવાસી લેણ[illegible]ોનો એમજ કહીને નીકળેલા કે 'તમારા માટે જેટલો કસ કાઢી શકાય તેટલો કાઢવામાં અમે પાછા હઠશું નહિ.' ને એ સોગં[illegible] [illegible]મે [illegible]પૂર્ણપણે પાળ્યા. દેશની સમગ્ર નીપજના ૬૬ ટકા તેઓ[illegible] [illegible] માટે તારવી લીધા! મિસરના વહિવટની શી વલે થશે, ફેલાહ કેટલો નીચોવાશે, પ્રજા-સુખનાં ખાતાં કેટલાં ક્ષીણ પડશે, તેની તમન્ના આ અંગ્રેજ અને ફ્રેન્ચ મૂડીદારોના વફાદાર પ્રતિનિધિઓએ નથી કરી. તેઓના મનથી તો એ યોજનાનો સાચો સાર એક જ હતો—કે મિસરના રાજવહિવટમાં તે દિવસ પહેલા જ વાર પરદેશીઓના લાભોનું રક્ષણ કરવા આવનાર પરદેશીઓને પગપેસારો મળ્યો, અને એ રીતે મિસર જાણે કે યુરોપની સર્વોપરિ ચોકી તળે મૂકાયું. પરસત્તાની ફાચરનો એ પાતળો છેડો એવી કુનેહથી મિસરના કલેજામાં પેસવાનો હતો કે ધીરે ધીરે સંજો-ગોની અનુકૂલતા મળતાં એ ફાચર ઉંડાણે ઉતરે અને છેવટે એક દિવસ મિસરની ખેદીવ–સત્તાનો નાશ કરી કોઇ નવીન જ સત્તાનું સ્થાપન થઇ શકે!

આવી રમ્ય યોજનાનો સ્વીકાર કરાવવા જતાં યુરોપી લેણદારો પોતાના હાથને નિર્દોષ રૂધિરમાં બોળતાં પણ નહોતા અચકાયા. લેણદારોએ જોયું કે મિસરનો નાણાં–સચીવ સાદિક પાશા

આ પ્રપંચ ફળી ગયો છે, અને મિસરનો નાણાંવહિવટ—એટલે કે મિસરની ગરદન—પરદેશીઓના પંજામાં સુપ્રત થાય તે સામે દેશમાં ખોફનો દાવાનલ પ્રગટાવવાની એ ડરામણી દેખાડે છે. યુરોપમાં અને ખાસ કરીને બ્રિટનમાં બૂમ પડી કે આવો દ્રોહી ઇસમ હરકોઇ ઇલાજે માર્ગમાંથી દૂર થવો જોઇએ. ઇંગ્લાંડ અને ફ્રાન્સના આ ખુની દબાણ સામે ઇસ્માઇલ ટક્કર ન ઝીલી શકયો. પોતાના સત્તાદાર અને બુઝર્ગ સચીવને સાદી સીધી રીતે ખેસવવાની તો એની હીમત નહોતી. એટલે એણે ખૂનનું કાવત્રું રચ્યું. એક દિવસ સાદિકને પોતાની વિહાર—નૌકામાં ફરવા તેડી જઇ ઇસ્માઇલે નીલા નદીમાં જીવતો પધરાવી દીધો. સચીવનું શું થયું તેની જાણ કોઇને ન પડવા આપી. યુરોપમાં આનંદોત્સવ મંડાયો. અને નવી યોજનાની રૂઇએ બ્રિટન અને ફ્રાન્સના વ્યાજખાઉ મૂડીવંતો હાથમાં હાથ મિલાવી, નિર્દોષના શબ પર બેઠી માંડી, નિર્દોષના રકતમાં વસ્ત્રો ખરડાવી, મિસરના તખ્ત પર ચઢી બેઠા. હિંસા પર નભતા, હિંસા વડે વધતા અને આખરે હિંસા થકી જ સર્વ વિઘ્નો વટાવી વિજય પામવા માગતા એ મૂડીદાર શાસનની આ સાચેસાચ એક યથાયોગ્ય શરુઆત હતી.



# લેણદારોનું ખુની શાસન

યુરોપી લેણદારોના પ્રતિનિધિઓનું રાજશાસન આ રીતે મિસર પર ઇ. સ. ૧૮૭૬ના આખરસમયમાં શરુ થયું. અને તેઓએ જાનેવારી માસના હપ્તાની ભરપાઇ માટેનાં નાણાં તો તાબડતોબ ઉભાં પણ કરી નાખ્યાં. ખેડુત પ્રજા બેહાલ હતી, વ્યાપારઉદ્યોગનું બજાર પડી ભાંગ્યું હતું, તે છતાં આ નવા વહિવટકર્તાઓએ કરજનો હપ્તો ચુકવવાની સિલીક મુદત કરતાં યે ઘણી વ્હેલી વ્હેલી શી રીતે તૈયાર કરી હતી? આ રીતે: રાજદરબાર તેમજ જનાનાના વિલાસવૈભવ કાપી નાખ્યા: ઘણાખરા દેશી અધિકારીઓના પગાર અટકાવ્યા: લશ્કરનો એક ભાગ રદ કર્યો. પરંતુ આટલી કાપકૂપમાંથી જરૂર પૂરતી બચત ન રહી શકી એટલે ચાલતી આવેલી પ્રથા પ્રમાણે ચાબુક ચલાવીને ફેલાહને નીચોવી લીધો.

એજ શોષક શાસન—નીતિ આખા ૧૮૭૭ના વર્ષ દરમ્યાન એકધારી ચાલુ રહી. અને બીજો હપ્તો ચુકવવા માટે આ નવા શાસકોએ કેટલીક નવીન તરેહની રીતિઓ અખત્યાર કરી: જૂનાં હાડકાંની નિકાસ માટે તેમજ પ્રાચીન મિસરી આરામ-ગાહોને ફોસ્ફેટ ભરવાનાં ગોદામો કરવા દેવા માટે એક અંગ્રેજ પેઢીને પરવાનો અપાયો. ઇસ્માઇલીઆ શહેરના તેલ—કુવાઓના ઇજારા વિદેશીને અપાયા, આલેકઝાંડ્રીઆ બંદર પરની દાણ—

જગાતના દરમાં ૧૦૦ ટકાનો વધારો કર્યો. રેલ્વેના દરોમાં પણ એ પ્રમાણે થયું. આટલી આટલી તર્કીબોને પરિણામે પણ જ્યારે નવા હપ્તાને પહોંચી વળવા જેટલી રકમ ઉભી ન થઇ શકી, ત્યારે પેલા ચાર મુકરર થએલા પ્રાંતોના ફેલાહો પાસેથી એનો તૈયાર પાક ઉઠાવી જઇ એક બ્રિટિશ સિન્ડીકેટને વેચી મારવામાં આવ્યો. ખેડુતને ખાવા માટે મુઠી ધાન પણ ન રાખ્યું. ખેદીવ ઇસ્માઇલનું પાષાણ–હૃદય પણ જુલમ જોઇ શક્યું નહિ, અને અને એણે કન્ટ્રોલરોને એ વખતના હપ્તાની ભરપાઇ મોકૂફ રાખવા આજીજી કરી. પરંતુ લેણદારો પ્રતિની વફાદારીમાં હાડોહાડ રંગાઇ ગએલા વહિવટકર્તાઓની પાસે આ કાલાવાલા નિરર્થક નીવડયા. નવો હપ્તો બરાબર મુદત પર ચુકવવામાં આવ્યો. પરંતુ એક જ વર્ષના કારોબારે પ્રજાશક્તિને પૂરેપૂરી ભાંગી નાખી. નવો હપ્તો ચુકવવાનાં નાણાં ન જ નીચોવી શકાયાં. ખજાનો સાફ થઇ ગયો. લશ્કર અને સરકારી નોકરોના ઘણા માસના પગારો ચઢી ગયા. કેમકે ૯૫ લાખ ૪૩ હજાર પૌંડના મહેસૂલમાંથી પૌં. ૭૪ લાખ ૭૩ હજાર તો લેણદારો જ ઉઠાવી ગયા, તૂર્કોને ખંડણી ભરવામાં આવી, સુવેઝ નહેરના શેરો પરનું વ્યાજ ચુકવાયું, પાછળ રાજવહિવટ ચલાવવા માટે પૂરા દસ લાખ પણ ન રહ્યા. પરિણામે ખુદ શાસનમાં જ ચક્રો અટકી ગયાં અને ઇ. સ. ૧૮૭૭નો છેલ્લો હપ્તો મુદતસર ચુકવી ન શકાયો.

## નવાં શોષણ-યંત્રો

ફરીવાર લેણદારોનો શોરબકોર શરુ થયો. વહિવટકર્તાઓ ફ્રાન્સ અને ઇંગ્લાંડ પહોંચ્યા. લેણદારો સાથે મસલતો ચલાવીને પાછા ફર્યા. ખેદીવ પાસે લેણદારો તરફથી દરખાસ્ત મૂકી કે મિસર રાજ્યનું તેમજ લેણદારોનું શ્રેય કેવી રીતે સમાધાનીપૂર્વક સાચવી શકાય તેની યોજના ઘડવા માટે મિસરનાં નાણાંપ્રકરણની તપાસણી લેવા એક આંતર–રાષ્ટ્રીય તપાસપંચની નીમણુક કરો. ફરીવાર ઇસ્માલ દિગ્મૂઢ બન્યો. એણે જોયું કે પોતાના લેણદારો મૂળ

યોજનામાં ફેરફાર કરી વ્યાજનો દર ઘટાડવાને બદલે આ તો નવી શોષણની નીકો શોધવા માગે છે! નવા તપાસ-પંચે કયે માર્ગે કામ લેવાનું છે તેની પણ લેણદારો તરફથી ચોખવટ થવા લાગી હતી: લેણાં પરતું વ્યાજ એક દમડીભાર પણ કમતી કરવાનું નથી: પૂરેપૂરું અને નિયમસર વ્યાજ ચુકવી શકાય તે માટે જરુર પડે તો ગરીબ મિસર પર નવા કરવેરા લાદવાના છેઃ અને માત્ર આવક પાસાની જ વેતરણ ઉતારવા પૂરતી નહિ પણ ખર્ચ બાજુમાં યે પોતાનું વ્યાજ પૂરેપૂરું વસૂલ લઇ શકાય તે જાતની તમામ કાપકૂપ સૂચવવાની સત્તા તપાસ-પંચને સોંપવાની છેઃ આવું આવું પ્રચારકાર્ય થઇ ચુક્યું. એનો અર્થ એક જ હતો કે તપાસપંચ યુરોપી લેણદારોની રાક્ષસી ક્ષુધાનો ખાડો પૂરવા માટે મિસરી પ્રજા પર નવી ધાડપાડુ ટોળી બનીને આવવા માગતું હતું. અને એક સ્વાધીન રાજ્યના નાણાપ્રકરણમાં તપાસ ચલાવી, એનું આખું બજેટ હસ્તગત કરી, પોતાને ફાવતી રીતે વાપરવા માગતું હતું. આ સર્વ વાતનો સરવાળો એક જ હતો: એક સ્વાધીન રાજ્ય તરીકેનું મિસરનું પદ મિટાવી દઇ તેના પર સંયુક્ત યુરોપી રક્ષણ-શાસન (protectorate) સ્થાપી દેવાની મુરાદ હતી. એની સામે ઇસ્માઇલના ધુંધવાટા વ્યર્થ હતા. ૧૮૭૮ના એપ્રીલ માસની ચોથી તારીખે ખેદીવના ફરમાનથી આંતર-રાષ્ટ્રીય તપાસ પંચ (International Commission of Enquiry)ની નીમણુક જાહેર થઇ ચુકી.

આ બધી વાટાઘાટ દરમ્યાન પ્રજાના રૂધિર શોષણની પ્રવૃત્તિને તો થોભ જ નહોતો. વ્યાજ ચુકવવાના નવા હપ્તાની તૈયારી તો હમેશની મોજથી ચાલુ જ હતી. નીલા નદી જો કે રેલી નહોતી, પાક બગડયો હતો, પશુઓમાં પ્લેગ ફાટયો હતો, રૂનું બજાર પડી ભાંગ્યું હતું, કૈક ઓલાદો થયાં ન આવેલો એવો દુષ્કાળ ચાલતો હતો, ગામડે ગામડે હજારો સ્ત્રીઓ ને બાળકો ભૂખે ભીખ માગતાં ભટકતાં હતાં, ૧૦ હજાર મનુષ્યોને એ સાલના ઉનાળામાં દુષ્કાળે સંહારી નાખ્યાં હતાં, તે સિવાય ભૂખમરામાંથી જન્મેલા

મરડા ને ઝાડાના રોગે કેટલા જાન લીધા તેનો તો હિસાબ જ નહોતો રહ્યો. ઇસ્માઇલ આજીજી કરતો હતો કે આ વખતનો હપ્તો મોકૂફ કરી પેલા પગાર વગર ભૂખે મરતા સરકારી નોકરોને ચુકવણી કરો! ત્યારે બીજી બાજુ યુરોપી વર્તમાનપત્રો લેણદારોને સાંત્વન આપતાં હતાં કે "ફિકર રાખશો નહિ, ઇંગ્લાંડ તેમજ ફ્રાન્સના સંયુક્ત દબાણને પરિણામે મિસરી સરકાર તમારો હપ્તો ભરવાની વ્યવસ્થામાં કશી જ કચાશ નહિ રાખે!"

ને એમજ થયું. ફેલાહોને લૂંટીઝૂંટીને પણ બરાબર મુકરર કરેલા દિવસે, ઘડિયાળને ચોકસ ટકોરે, એક મિનિટનું પણ મોડું થયા વિના લેણદારોનો હપ્તો ચુકવાઇ ગયો. આવી સ્થિતિમાં મિસરીઓ પ્રતિની દયાથી પીગળી પોતાની સરકારને ચેતવણી મોકલનાર કોન્સલ–જનરલ મી. વીવીઅન નાલાયક ઠર્યો. અંગ્રેજ સરકારે એને નબળા દિલનો કહી વર્ષ અંતે પાછો બોલાવી લીધો.

## તપાસપંચનો ફેંસલો

તપાસ–પંચના સભ્યોની નીમણુક થઇ. તેમાં પણ ચાલાકી વપરાઇ. રૂશ્વતથી, કળથી, બળથી ને છળથી લગભગ બ્રિટન પક્ષના જ સભ્યો રહેવા દઇ બાકીનાને ચુંટી બહાર કાઢી નાખ્યા. અને મિસરને પચાવી જવાની એક જ વાંચ્છના પર એકાગ્ર થએલી આ ટોળીએ નીલાને કાંઠે ઉતરી પોતાની નોંધો લખવી શરુ કરી. એણે આટલી વાતોનું દોહન કર્યું:

૧. રાજ્યના નાણાંવહિવટમાં થએલા રજેરજ ગોટાળા પૂર્ણ ઉત્સાહથી વીણી કાઢી તેનો આખો પાપ–પોટલો એકલા ઇસ્માઇલ પર જ મૂકી દીધો. ખેદીવની સાથે ડગલે ડગલે ઠગાઇ ખેલનાર નામચીન યુરોપી લેણદારોની નીતિભ્રષ્ટતાનો એક ઇસારો પણ ન કર્યો, કે ન તો મિસરને બાવીસ માસ સુધી ટીપે ટીપે ચૂસનાર પેલા લેણદારોના પ્રતિનિધિઓના ગેરવહિવટની નોંધ સરખી યે લીધી.

૨. ઉપરલખી તપાસને આધારે પંચે ફેંસલો ઘડ્યો કે ઇસ્માઇલે પોતાની આપખુદ સત્તા ત્યજી દઇ એક પ્રધાનમંડળનો અંકુશ સ્વીકારવો. ન્યૂબર પાશા નામના એક બ્રિટનપક્ષી આર્મીનીઅનને મુખ્ય પ્રધાન બનાવવો, અને તપાસપંચના નામચીન પ્રમુખ સર રિવર્સ વિલ્સન નામના અંગ્રેજને નાણાંવહિવટનો પ્રધાન નીમવો. આ પ્રધાનમંડળ દેશી તેમજ પરદેશીઓનું બનાવવું.

૩ ખેદીવ ઇસ્માઇલે પોતાના હસ્તકની લગભગ ૫ લાખ એકરની અંગત જાગીર તેમજ રાજકુટુંબના નામ પરની સવા ચાર લાખ એકરની જાગીર રાજ્યને સુપ્રત કરવી : બદલામાં પોતે તથા પરિવારે સાલીઆણું સ્વીકારવું.

૪. આ જાગીરો ઉપર એક નવી લોન ઉભી કરીને નવું થએલું સીત્તેર લાખ પૌંડનું કરજ ભરપાઇ કરી નાંખવું.

કમીશનના કર્તવ્યની આટલેથી જ ઇતિશ્રી થઇ ગઇ. ઇસ્માઇલના તંત્રની વગોવણી કરવામાં કમીશને જે 'ગરીબ બિચારા ફેલાહો' ઉપર આંસુ વહાવ્યાં હતાં, તેના માથા પરથી તલ માત્ર કરભાર ન ઉતાર્યો. કૂડ વાપરીને મિસર પર કર્જ લાદનાર લેણદારોના વ્યાજના દરોમાંથી એક દમડી પણ ઓછી ન કરી. મિસરમાં રહેતા એક લાખ યુરોપીઅનો, કે જે કરવેરા નિમિત્તે રાજ્યને એક દુકાની પણ દેતા નહોતા, અને જે 'કેપીચ્યુલેશન'ની ઓથે કસ્ટમના વહિવટને લાખોની નુકશાની પહોંચાડી અપ્રમાણિક રીતિએ ધીકતા વ્યાપારો ચલાવ્યે જતા હતા, તેઓની લેશ માત્ર જવાબદારી બતાવવાની જરૂર આ પંચને હૈયે વસી નહિ. બાવીસ મહિનાથી સેંકડોની સંખ્યામાં વધતા ગએલા અને મિસરની ભુમિને પ્રતિ વર્ષ ૬૦ [illegible] પૌંડની રાક્ષસી રકમથી નિષ્પ્રયોજન ચગદી રહેલા પરદેશી નોકરોની નીમણુંકો સામે કમીશનના મ્હોંમાંથી એક [illegible] પણ ન સર્યો. સફેદ ચામડીઓને સુંવાળી રાખવા માટે ઉડાવાતા એ ૬૦ હજારની સામે દેશી નોકરોને કંગાલમાં કંગાલ ધોરણે અપાતા પગારો પણ આજ મહિનાઓના

મરડા ને ઝાડાના રોગે કેટલા જાન લીધા તેનો તો હિસાબ જ નહોતો રહ્યો. ઇસ્માઈલ આજીજી કરતો હતો કે આ વખતનો હપ્તો મોકૂફ કરી પેલા પગાર વગર ભૂખે મરતા સરકારી નોકરોને ચુકવણી કરો! ત્યારે બીજી બાજુ યુરોપી વર્તમાનપત્રો લેણદારોને સાંત્વન આપતાં હતાં કે "ફિકર રાખશો નહિ, ઇંગ્લાંડ તેમજ ફ્રાન્સના સંયુક્ત દબાણને પરિણામે મિસરી સરકાર તમારો હપ્તો ભરવાની વ્યવસ્થામાં કશી જ કચાશ નહિ રાખે!"

ને એમજ થયું. ફેલાહોને લૂંટીઝૂંટીને પણ બરાબર મુકરર કરેલા દિવસે, ઘડિયાળને ચોક્સ ટકોરે, એક મિનિટનું પણ મોડું થયા વિના લેણદારોનો હપ્તો ચુકવાઇ ગયો. આવી સ્થિતિમાં મિસરીઓ પ્રતિની દયાથી પીગળી પોતાની સરકારને ચેતવણી મોકલનાર કોન્સલ-જનરલ મી. વીવીઅન નાલાયક ઠર્યો. અંગ્રેજ સરકારે એને નબળા દિલનો કહી વર્ષ અંતે પાછો બોલાવી લીધો.

## તપાસપંચનો ફેંસલો

તપાસ-પંચના સભ્યોની નીમણુક થઇ. તેમાં પણ ચાલાકી વપરાઇ. રૂશ્વતથી, કળથી, બળથી ને છળથી લગભગ બ્રિટન પક્ષના જ સભ્યો રહેવા દઇ બાકીનાને ચુંટી બહાર કાઢી નાખ્યા. અને મિસરને પચાવી જવાની એક જ વાંચ્છના પર એકાગ્ર થએલી આ ટોળીએ નીલાને કાંઠે ઉતરી પોતાની નોંધો લખવી શરુ કરી. એણે આટલી વાતોનું દોહન કર્યું:

૧. રાજ્યના નાણાંવહિવટમાં થએલા રજેરજ ગોટાળા પૂર્ણ ઉત્સાહથી વીણી કાઢી તેનો આખો પાપ-પોટલો એકલા ઇસ્માઇલ પર જ મૂકી દીધો. ખેદીવની સાથે ડગલે ડગલે ઠગાઇ ખેલનાર નામચીન યુરોપી લેણદારોની નીતિભ્રષ્ટતાનો એક ઇસારો પણ ન કર્યો, કે ન તો મિસરને બાવીસ માસ સુધી ટીપે ટીપે ચૂસનાર પેલા લેણદારોના પ્રતિનિધિઓના ગેરવહિવટની નોંધ સરખી યે લીધી.

૨. ઉપરલખી તપાસને આધારે પંચે ફેંસલો ઘડ્યો કે ઇસ્માઇલે પોતાની આપખુદ સત્તા ત્યજી દઇ એક પ્રધાનમંડળનો અંકુશ સ્વીકારવો. ન્યૂબર પાશા નામના એક બ્રિટનપક્ષી આર્મીનીઅનને મુખ્ય પ્રધાન બનાવવો, અને તપાસપંચના નામચીન પ્રમુખ સર રિવર્સ વિલ્સન નામના અંગ્રેજને નાણાંવહિવટનો પ્રધાન નીમવો. આ પ્રધાનમંડળ દેશી તેમજ પરદેશીઓનું બનાવવું.

૩. ખેદીવ ઇસ્માઇને પોતાના હસ્તકની લગભગ ૫ લાખ એકરની અંગત જાગીર તેમજ રાજકુટુંબના નામ પરની સવા ચાર લાખ એકરની જાગીર રાજ્યને સુપ્રત કરવી : બદલામાં પોતે તથા પરિવારે સાલીઆણું સ્વીકારવું.

૪. આ જાગીરો ઉપર એક નવી લોન ઉભી કરીને નવું થએલું સીત્તેર લાખ પૌંડનું કરજ ભરપાઇ કરી નાંખવું.

કમીશનના કર્તવ્યની આટલેથી જ ઇતિશ્રી થઇ ગઇ. ઇસ્માઇલના તંત્રની વગોવણી કરવામાં કમીશને જે 'ગરીબ બિચારા ફેલાહો' ઉપર આંસુ વહાવ્યાં હતાં, તેના માથા પરથી તલ માત્ર કરભાર ન ઉતાર્યો. કૂડ વાપરીને મિસર પર કર્જ લાદનાર લેણદારોના વ્યાજના દરોમાંથી એક દમડી પણ ઓછી ન કરી. મિસરમાં રહેતા એક લાખ યુરોપીઅનો, કે જે કરવેરા નિમિત્તે રાજ્યને એક દુકાની પણ દેતા નહોતા, અને જે 'કેપીચ્યુલેશન'ની ઓથે કસ્ટમના વહિવટને લાખોની નુકશાની પહોંચાડી અપ્રમાણિક રીતિએ ધીકતા વ્યાપારો ચલાવ્યે જતા હતા, તેઓની લેશ માત્ર જવાબદારી બતાવવાની જરૂર આ પંચને હૈયે વસી નહિ. બાવીસ મહિનાથી સેંકડોની સંખ્યામાં વધતા ગએલા અને મિસરની ભુમિને પ્રતિ વર્ષ ૬૦ [illegible] પૌંડની રાક્ષસી રકમથી નિષ્પ્રયોજન ચગદી રહેલા પરદેશી નોકરોની નીમણુંકો સામે કમીશનના મ્હોંમાંથી એક હરફ પણ ન સર્યો. સફેદ ચામડીઓને સુંવાળી રાખવા માટે ઉડાવાતા એ ૬૦ હજારની સામે દેશી નોકરોને કંગાલમાં કંગાલ ધોરણે અપાતા પગારો પણ આજ મહિનાઓના

મહિના થયાં વણચૂકવાયે ચઢ્યા જતા હતા તે મુદ્દા ઉપર એક નિગાહ કરવા પણ આ પંચ ન રોકાયું. પંચનો મુદ્રાલેખ એક જ હતો–અને આ શબ્દો પંચના પોતાના જ અહેવાલમાંથી ઉતારેલા છે–" જ્યાં સુધી કરજદારો પોતાનાથી બનતો તમામ ઉચિત ભોગ આપી ન છુટે, ત્યાં સુધી લેણદારો પાસેથી એક પણ ભોગ માગવો ન જોઇએ. [ "No sacrifice ought to be demanded from the creditors until all reasonable sacrifices have been made by the debtors. " ]

કાં તો પદભ્રષ્ટ થઇ જેલવાની બ્હીકે અથવા તો કદાચ આ ઉપરાઉપરી સતાવણીઓથી ત્રાસીને ખેદીવ ઇસ્માઇલે આ યોજનાને સ્વીકારી લીધી. એક જાહેર ફરમાન કાઢી ન્યૂબર પાશાને પ્રધાનમંડળ રચવાની આજ્ઞા આપી. અને કોઇ પણ સંજોગોમાં એ પ્રધાનમંડળનો વિરોધ કરવાના પોતે સોગંદ લીધા.

## હંસી પ્રધાનમંડળ

પ્રધાનમંડળની રચના ચાલી. બ્રિટીશ ધોરણ તો આખા પ્રધાનમંડળને પોતાના જ વળના માણસોથી ભરવાની હતી. અને નાણાં-સચીવનું સર્વોપરિ મહત્ત્વનું પદ તો એણે પોતાના જ પ્રતિનિધિ વિલ્સન માટે હસ્તગત કરી લીધું હતું, ત્યાં તો બ્રિટનનું હમેશાંનું હરીફ ફ્રાન્સ ધુરકી ઉઠ્યું. મિસરનું શાસન એકલું બ્રિટન ચલાવે એ ધૃષ્ટતા ફ્રાન્સથી ન જોવાઇ. એણે આખી બાજી ધૂળ મેળવવાની ધમકી બતાવી, પોતાના પ્રતિનિધિ મોં. બ્લીગ્નીઅરેને રેલ્વે, ટપાલ તેમજ જાહેર બાંધકામના ખાતા પર બેસડાવ્યો. ઇટલી અને આસ્ટ્રીઆ પણ પોતાનો કસ કાઢવા ઉછળી પડ્યાં, એક ઇટાલીઅનને ઑડીટર-જનરલ બનાવ્યો, ને એક આસ્ટ્રીઅનને નાણાંખાતાનો સહ-પ્રધાન કરી સ્થાપ્યો. આવું એક પ્રધાનમંડળ ખડું કરી, 'જવાબદાર પ્રધાનશાસન–Ministerial responsibility'ના મહાન

સિદ્ધાંતના ઓઠા નીચે યુરોપ મિસરનું શાસન ચલાવવા ઉતર્યું. વસ્તુતઃ 'જવાબ... પ્રધાન-શાસન' તો એક શબ્દછલ હતું. આ પ્રધાનો મિસરની પ્રજાને કે પાર્લામેન્ટને નહિ પણ યુરોપી મૂડી-દારોને જવાબદાર હતા. તેઓ મિસરનું રાજતંત્ર સુધારવા નહિ પણ હરકોઇ ભોગે લેણદારોનાં લેણાં વસૂલ કરવા આવ્યા હતા. ખેદીવ પણ એને કાંઇ કહી ન શકે એવી નિઃસીમ સત્તા લઇને તેઓ પ્રધાનવટું કરવા આવ્યા હતા.

ફરીવાર પાછી એની એ દુઃખકથાનો આદર થાય છેઃ કર્જના ઉપરાછાપરી ... આવતા નવા હપ્તાઓ માટે નાણાં જોઇએઃ નાણાં ખૂટે છે: ...હેવટકર્તા વિલ્સનને એ ખૂટ પાલવતી નથી: લેણદારો પ્રત્યેની એ... વફાદ એક ક્ષણનો પણ વિલંબ થયો જોવા ચાહતી નથી: ચલાવો ચાબુક. નીચોવો ફેલાહને: નીલા છલી ગઇ છે: ફેલાહોનાં ઘરબાર એણે ખોળી દીધાં છે: એનાં ઢોર ઢાંખર ધરવકરી, ... સાંતીડાં તમામ તણાઇ ગયાં છે: પરંતુ પોતાની ચડત લેતરી ફેલાહ કેમ ન ચુકાવે? ચલાવો ચાબુક: ફાડો એના બરડા ... પુ ...ચોવીને પણ લેણદારોનું પ્યાલું વખતસર ભરી દાઢો: અંગ્રેજ વિલ્સને એ કર્તવ્ય અચૂકપણે અદા કરી દેખાડયું. ... તોહાને ... ન ભરાયો એટલે ખેદીવ પાસેથી ઉચકાવેલી જાગીરોને લંડનના જ એક મૂડીદાર રૉથ્સ્ચાઇલ્ડઝ પાસે ગિરો મૂકી અરધી રકમ ઉપાડી લીધી. તપાસ-પંચનો ફેંસલો હતો કે એ જાગીર પર લેવાએલી રકમ નવા થએલા કર્જને ફેડવા માટે વાપરવી; પણ વિલ્સન એને પોતાના માલિકોનું પ્યાલું ભરવા ઉપાડી લાવ્યો. લેણદારોને એણે બરાબર ચુકાવ્યું સરકારના દેશી નોકરો તો બેશક મહિનાઓ થયાં પગાર ચુકાયા વિના ભૂખે મરતા જ બેસી રહ્યા. વિલ્સનની નિગાહ એ બાજુ નહોતી.

એક હપ્તો ગયો ત્યાં તો તુર્ત જ નવા હપ્તાના ડોળા દેખાયા. અને વિલ્સન લાચાર થઇ પડયો. ફેલાહની પાસે ફક્ત હાડચામ સિવાય કશું જ નહોતું રહ્યું. સ્વાર્થમાં અંધ બનેલા

આ વિદેશી પ્રધાનમંડળને કોઇ અભાગી ક્ષણે દુર્મતિ સૂઝી. તેઓ પોતાની વિચારશક્તિ ગુમાવી બેઠા. એણે શું કર્યું ?

## લશ્કરની છેડ

આખા દેશી લશ્કરને, એના અઢી હજાર દેશી અમલદારો સહિત, એના આઠ આઠ માસના પગારો ચુકવવાની પણ ના પાડી, કશા પેન્શન વિના કમી કરવાનો હુકમ કાઢયો. દારૂના ઢગલામાં જાણે કે દીવાસળી મૂકાઇ. સીવીલીઅન નોકરોને તો કશી ધાસ્તી વગર ભુખ્યા ચગદી શકાય છે; ગાય જેવા ગરીબ ફેલાહને એક બરાડાની પણ ચિંતા વિના વારંવાર રેંસી શકાય છે; પરંતુ તાલીમબાજ, શસ્ત્રધારી, સ્વમાનપ્રેમી, ઇજ્જતદાર અને ખુન્નસભર્યા લડવૈયાઓની છેડ કરવી એ રમત નહોતી. એ અન્યાય સામે લશ્કર ઉકળી ઉઠયું. લશ્કરી કોલેજના વિદ્યાર્થીઓએ રોષે સળગતું શોક–સરઘસ કાઢયું. કેરો નગરના રાજમાર્ગમાં જુવાનોની ઠઠ જામી. નદીમાં નદીઓ મળે તેમ કમી થએલા અમલદારોએ અને પ્રજાજનોએ આ સરઘસમાં સાથ દીધો. સરઘસ રાજ–કચેરીના ઉંબરમાં જઇ ઉભું રહ્યું. બરાબર સાંજે ન્યુબર અને વિલ્સન બહાર નીકળી પોતાની ગાડીમાં ચડવા જાય છે, ત્યાં તો એ બન્નેનાં અપમાન કરી, એના પર હુમલો કરી, હાથ પકડીને ગાડી બહાર ખેંચી ઉભા રાખી, આ દુભાએલા સરઘસવાળાઓએ બન્નેની મૂછો ખેંચી; કાન ઝાલીને ધુસ્તા લગાવ્યા, અને પછી નાણાં–કચેરીમાં લઇ જઇ, લશ્કરી અમલદારોનો આખરી નિર્ણય થતાં સુધી બંધબારણે પૂરી રાખ્યા.

ખેદીવ ઇસ્માઇલને આ મામલાની ખબર પડી. તાબડતોબ એ પોતાના અંગરક્ષકોની સાથે આવી પહોંચ્યો, કેદીઓને છુટા કરાવ્યા, અને લશ્કરી અમલદારોને વિખેરાઇ જવાનો આદેશ દીધો. પણ અમલદારોએ મચક ન આપી એટલે ઇસ્માઇલે એ લોકો ઉપર ગોળીબાર કરવાનો પોતાના અંગરક્ષકોને હુકમ દીધો. આખરે

જ્યારે તેઓની મુશ્કેલીઓની કાળજીપૂર્વક તપાસ કરવાનું વચન આપવામાં આવ્યું ત્યારે જ તેઓ વિખરાઇ ગયા. *

લશ્કરી અમલદારોના આ હુલ્લડે યુરોપની આંખો ઉઘાડી દીધી. મિસરના રાજવહિવટની ચાહે તે વલે થાઓ, ફક્ત અમારા વ્યાજના નિયમિત હપ્તા ભરાતા રહો, એ મનોદશામાંથી ગોરા લેણદારો ઝબકી ઉઠયા. તેઓને સાન આવી કે સ્વાર્થની સિદ્ધિને ખાતર પણ મિસરમાં સારો રાજવહિવટ અને સુહેલશાંતિ સાચવ્યા વગર આરોવારો નથી. ચોદિશ ચર્ચાઓ ચાલવા લાગી. કર્જ પરના વ્યાજનો દર ઘટાડવાના ઇસારા થવા માંડયા. પરંતુ મિસરના ગોરા વહિવટકર્તાઓની સાન હજુ ઠેકાણે આવી નહોતી. હજુ પણ પેલું આંતર–રાષ્ટ્રીય તપાસ–પંચ આ વ્યાજના દર ઘટાડવાની વાતને કાન ન દેતાં કેવળ વહિવટનાં ખર્ચની જ કાપ-કૂપની તેમજ નવા કરવેરાના વધારાની વેતરણ કરી રહ્યું હતું એ વેતરણમાં તેઓને પણ અવળી મતિ સૂઝી. વિલ્સને જેમ સાવઝની બોડમાં હાથ નાખી સૈન્યને રોષે ચડાવ્યું, તેમ આ પંચે ત્રણ નવી તર્કીબો શોધીને જમીનદાર રૂપી સાપના રાફડામાં આંગળી ઘોંચી. એ ત્રણ તર્કીબો આ પ્રમાણે હતી :

## જમીનદારોની જાગૃતિ

૧. અગાઉના સમયમાં રાજ્યના ઉમરાવોને ખેદીવોએ ખરાબાની જમીનો એનાયત કરેલી. શર્ત એટલી જ હતી કે તેઓએ જમીનને ખેડાણ બનાવવી અને રાજ્યે તે ઉપર કશી

---

* વિલ્સનને મુખેથી એવી અફવા ઉરાડવામાં આવી હતી કે આ આખીય ઘટના ખેદીવ ઈસ્માઇલની રચેલી બાજી હતી. અને ઘટનાના એક પછી એક તમામ પ્રસંગો ઇસ્માઇલના જ સૂત્ર–સંચાલન મુજબ બન્યા હતા. કેમકે ઈસ્માઇલનો ગુપ્ત આશય યુરોપી પ્રધાનમંડળને અળખામણું કરી પુનઃ એક હથ્થુ સત્તા પર આવવાનો હતો.

આ વાત જૂઠી ઠરાવવાના પ્રયત્નો થયા છે. ઉંડી તપાસ કરનારાઓ કહે છે કે ઇસ્માઈલ પર આ આળ ઓઢાડવામાં વિલ્સન વગેરેનો હેતુ પોતાના દુષ્ટ કારભારની જવાબદારીને ઢાંકી દેવાનો હતો.

લેતરી ન નાખવી. આવી બક્ષિસ અપાએલી જમીનો પર નવેસર કરો નાખવાનું ઠરાવવામાં આવ્યું.

૨. નાણાંભીડ ભોગવતા ખેદીવ ઇસ્માઇલે ઇ. સ. ૧૯૭૩માં એવો કાયદો કરેલો કે જે જમીન-માલેક રાજ્યને એક સામટું વર્ષનું જમીન-મહેસૂલ ચુકવી આપશે, તેને તે જમીનનું મહેસૂલ હંમેશને માટે અરધું ઠરાવી આપવામાં આવશે. આ મહેસૂલ-ઘટાડો નવા વહિવટકર્તાઓએ રદ કરવાનું ઠરાવ્યું.

૩. 'કોર્વી' નામે ઓળખાતી જે વેઠ ફક્ત ફેલાહો ઉપર જ ચાલતી હતી તે વેઠ જમીનદાર વર્ગ ઉપર પણ નાખવાનો અને જેને વેઠ ન કરવી હોય તેણે તેને બદલે અમૂક રોકડ રકમ ચુકવવાનો કાયદો ઘડાયો. એ કાયદાની રૂઇએ ઘણા શ્રીમંતો પાસેથી દ્રવ્ય ઉભું કરી શકાય એવી ગણતરી હતી.

સુખવૈભવ મ્હાલતો મિસરનો જે જમીનદાર સમુદાય અત્યાર સુધી આપમતલબ સિવાય અન્ય કશું જોઇ શકતો નહોતો, જેને પ્રજાસમસ્તની સાથે સમાન હિતની કશી ભાવના નહોતી, તે સમુદાયનાં ગજવાં ઉપર ઉપલા ત્રણ સુધારાથી જબ્બર કાપ મૂકાવાનો મામલો ઉભો થયો. એની આંખો ઉઘડી ગઇ કે આ પરદેશી સત્તા કોઇને છોડવાની નથી. વિશ્વાસઘાત અને વચનભંગ સામેનો રોષાગ્નિ તે દિવસ પ્રથમ પહેલીવાર આ મોજીલા વર્ગની અંદર પ્રજ્વલી ઉઠયો. ઉપલા વર્ગે આજે પહેલી જ વાર નીચલા વર્ગની સાથે એકહિતની દિલસોજી અનુભવી. એ રીતે એક લશ્કરી વિદ્રોહનો ભડકો અને બીજો શ્રીમંતોના અસંતોષનો ભડકો, એના સંયોગમાંથી આખા દેશભરમાં પ્રચંડ દાવાનલ પ્રસરવા લાગ્યો. આખું વાતાવરણ વિજળીના આંચકા અનુભવી રહ્યું. અબોલ ફેલાહોનું જે મિસર આજ સુધી મુંગું મુંગું સંતાપો સહતું હતું, તેને નવી જબાન ફુટી. શેખો, ઉમરાવો ને ઉલેમાઓ ઠેરઠેર સભાઓ મેળવી ચાલુ રાજતંત્રના તાત્કાલિક અંતના ઠરાવો કરવા લાગ્યા અને તેઓએ ખેદીવની પાસે પ્રતિનિધિ મંડળો મોકલીને બે વાતો ધરી દીધી:

એક : ધરારધણી બની બેઠેલા જાલિમ યુરોપી શાસકો સામેની તમારી ઝુમ્બેશમાં તમને અમારો સાથ છે.

બીજું: દેશના રાજકારોબારમાં પ્રજાને હિસ્સો મળવો જ જોઇએ એવી અમારી માગણી છે.

## બંધારણની બક્ષિસ

કુટિલ ઇસ્માઇલ સમજી ગયો કે યુરોપી સત્તા ઉપર મર્મનો ઘા કરવાની ખરેખરી ઘડી આવી પહોંચી છે. એ ચતુર નર હતો. એને નવી પ્રયુક્તિ સૂઝી ગઇ. પિતામહ મેહમટઅલીએ ઇ. સ. ૧૮૬૬માં સ્થાપેલી એક 'મેજલિસ' અર્થાત શેખો અને ઉમરાવોની પ્રતિનિધિ સભા હતી. આ સભા વખતોવખત નવા કરવેરા વગેરે બાબતો પર ખેદીવને સલાહ આપવા માટે મળતી હતી. હતી તો પ્રજાકીય ચુંટણીના ધોરણ પર રચાએલી, પણ વસ્તુતઃ એના સભ્યો સરકારના જ નીમેલા આવતા. એને પ્રજાના પ્રતિનિધિ તરીકે વર્તવાની સત્તા યે નહોતી, છાતી યે નહોતી. આ નિષ્પ્રાણ સંસ્થામાં પ્રાણ ફુંકવાનું ઇસ્માઇલે નક્કી કર્યું. લોકનાયકો સાથે એણે ગુફ્તેગુ ચલાવીને નિર્ણય કર્યો કે મેજલિસની સત્તા વિસ્તારી, સભાસદોની સંખ્યા વધારી. તેમજ પ્રજાને સાર્વજનિક મતાધિકાર એનાયત કરી એ સંસ્થાને પાર્લામેન્ટના રૂપમાં પલટી નાખવી.

મેજલિસની બેઠક બરાબર એ જ સમયે છેલ્લા બે માસથી ચાલુ હતી. એટલે આ નવું પરિવર્તન આણવા માટે ફક્ત એક જાહેરનામાની તેમજ વધારાની ચુંટણી કરવાના આદેશની જ જરૂર હતી. એ વિધિ ઇસ્માઇલે તાબડતોબ પતાવી નાખ્યો. પણ ઇસ્માઇલનો મનોરથ માત્ર આ 'બંધારણ' પૂરતો જ નહોતો. બંધારણ તો એક ભૂમિકા માત્ર હતું. એ ભૂમિકા પર ઉભા રહીને એનો અભિલાષ તો કુટિલ યુરોપી પ્રધાનમંડળને ફગાવી પ્રજાને જવાબદાર એવું દેશી પ્રધાન–તંત્ર સ્થાપવાનો હતો. તેમજ યુરોપી કર્જ પરના વ્યાજનો દર ઘટાડી, અમૂક કર્જ એક

ઝપાટે સાફ કરી, રાજવહિવટ માટે વાર્ષિક ૪૦ લાખ પૌંડની કાયમી રકમ મુકરર કરી નાખવાનો હતો. એ બધાનો ધારો પણ ઇસ્માઇલે બહાર પાડ્યો.

યુરોપ હસવા લાગ્યું. નવી પાર્લામેન્ટને યુરોપે ઇસ્માઇલનાં ઘડેલાં પૂતળાંનું પ્રદર્શન કહી મશ્કરી આદરી. બ્રિટનની સરકારે આ લોકજાગૃતિને કેવળ પ્રપંચી ઇસ્માઇલનું રચેલું કૌભાંડ માની લીધી. મિસરના હિતશત્રુઓ તરફથી એવું પ્રચારકાર્ય થવા માંડયું કે આ 'બંધારણ' વડે ઇસ્માઇલ પ્રજાને પોતાના પક્ષમાં લઇ યુરોપી શાસકોની ધુંસરી ફગાવી દેવા માગે છે અને તે પછી પ્રજાને પણ ફગાવી દઇ એ આપખુદ શાસન પાછું આણવા ઇચ્છે છે.

ઇસ્માઇલની અંતિમ મતલબ ચાહે તે હો, પણ લોકપ્રતિનિધિઓએ પોતાને વિષે તો યુરોપને ટુંકમાં જ બતાવી દીધું કે તેઓ ખેદીવનાં રમકડાં નહોતાં; તેઓ જીવન્ત, મુક્ત, સ્વતંત્ર વિચારના અને શુદ્ધ બુદ્ધિના સાચા લોકહિતસ્વીઓ હતા. જીવનની, ચૈતન્યની ને વિચારસ્વાતંત્ર્યની આ ચીનગારીઓ તેઓએ તુર્તમાં જ બતાવવા માંડી. અમૂક કર્જની તાત્કાલિક પતાવટને માટે તાલેવર જમીનદારોએ પોતાની અંદરથી ૩ લાખ પૌંડનો રોકડ ફાળો ઉઘરાવી ઇસ્માઇલના હાથમાં ધરી દીધો, તે ઉપરાંત તેઓમાંના અનેક નવી લોનને ખાતર પોતાની જાગીરો સુદ્ધાં ગિરો મૂકવાની રાજીખુશીથી જાહેર કરી.

તે પછી આ મેજલિસનું તેજ પ્રગટવાનો બીજો અવસર ઉભો થયો. નાણાંખાતાનો એક પ્રધાન રીઆઝ પાશા મેજલિસની એ બેઠકની "સમાપ્તિની વિધિ કરવા આવ્યો. આવીને એણે પ્રતિનિધિઓની સેવાઓની પ્રશંસાનું એક સભ્યતાભર્યું અને છટાદાર ભાષણ આપ્યું. ભાષણમાં એણે ઉચ્ચાર્યું કે 'આપ સાહેબોએ આપની ફરજ પરિપૂર્ણપણે અદા કરી છે. માટે હવે આપ વિસર્જન થઇને આપને ઘેરે સીધાવો!" આ પ્રશસ્તિનો પ્રત્યુત્તર આપવા એક ઉમરાવ ઉભો થયો. એણે કશો ય વિનય બતાવ્યા સિવાય નગ્ન વાણીમાં ઉત્તર દીધો કે

"અમારી આ બેઠક હજુ ખતમ નથી થઇ. અમે વિખરાઇ જવાં નથી માગતા. અમારી બધી ફરજ અમે અદા કરી ચુક્યા હોવાના આપના ધન્યવાદ અમારે માન્ય નથી. અમે હજુ કશું જ કાર્ય કર્યું નથી. અમારે તો અત્યારના તમારા દુષ્ટ પ્રધાનમંડળની કાર્ય-વાહી પર કડક જાપ્તો રાખવાનું રહ્યું છે. માટે અમે વિસર્જન થવાની ના સંભળાવીએ છીએ."

એક પછી એક પ્રતિનિધિએ ઉભા થઇને આ જાહેરાતને અનુમોદન આપ્યું. વિવેક કરવા આવેલો વાણીપટુ પ્રધાન ખસી-આણો પડીને ચાલ્યો ગયો. મિસરી ધારાસભાની બેઠક ચાલુ જ રહી. અને તેઓએ અવાજ દીધો કે દેશી યા પરદેશી કોઇ પણ પ્રધાન પોતાના સારાનરસા વહિવટ બદલ અમને–લોકસમાજને જવાબ-દાર રહેશે. અત્યારના દંભી 'જવાબદાર તંત્ર'ને સાચેસાચું જવાબ-દાર બનાવવાનો અમારો નિરધાર છે.

## પરદેશીઓને રૂખ્સદ

એ જ પ્રજા–નાદ ત્રીજી વાર સંભળાયો; આ વખતે એ અવાજની આગ સવિશેષ સ્પષ્ટ બનીને સળગી ઉઠી. હકીકત એમ બની કે નાણાં–સચીવ અંગ્રેજ વિલ્સનના હાથ જ્યારે લેણ-દારોને ખાતર મિસરનું લોહી નીચોવીનીચોવીને છેક જ હેઠા પડ્યા, દ્રવ્ય શોષવાની એક પણ કરામત કામ આવે તેવું ન રહ્યું, ત્યારે એણે મિસર રાજ્યને નાદાર જાહેર કરવાની બાજી ગોઠવી. મિસરી પ્રજાએ જ્યારે જોયું કે દેશના નાણા–વહિવટને વ્યવસ્થિત કરવાનો દંભ ધરીને આવનારો આ બ્રિટીશ સરકારનો માનીતો એજન્ટ ખેદીવને, ખેદીવના કુટુંબને અને મિસરી ફેલાહને છેલ્લા ટીપા પર્યંત નીચોવી લીધા પછી, એક પણ કરભાર કમી કરી ન શક્યા પછી, જૂના કર્જનો કણીભાર પણ બોજો ઘટાડી ન શક્યા પછી, મિસરની છાતી પર નવી દેવાદારીના ગંજેગંજ ખડકી લીધા પછી, દેશીઓના રાજવહિવટની નાલાયકીનો પડો દેશ-પરદેશમાં વજડાવી લીધા પછી, 'હું મિસરનો તારણહાર છું'

એવા ગર્વ સાથે બે વર્ષ સુધી દેશના કારોબારને પાયમાલીને છેલ્લે પાટલે બેસારી દીધા પછી આજે હવે જાહેર કરે છે કે 'મિસરે નાદારી નોંધાવવી પડશે'—જ્યારે મિસરી પ્રજાએ આ અત્યાચારીના મ્હોંમાંથી બીનઆવડતના આ શબ્દો પડતા સાંભળ્યા, અને એ યુરોપી વહિવટકર્તાને ખુદ પોતાના જ લોહીઆળા હાથ ધોયા અગાઉ મિસરની નાદારી પુકારતો દીઠો, ત્યારે પ્રજા–રોષનો ભડકો છલંગ મારીને સળગી ઉઠ્યો. તુર્તાતુર્ત એક રાષ્ટ્રીય નિવેદનપત્ર ઘડવામાં આવ્યું. એની અંદર આ ઉદ્ધત વિદેશી વિલ્સનની બર્તરફીની માગણી હતી. ૬૦ ઉલેમાઓ, ૬૦ પાશાઓ, ૬૦ બેઓ, ૪૦ અમીરો, અને સંખ્યાબંધ લશ્કરી અમલદારોની એ નિવેદનમાં સહીઓ પડી. ખેદીવને એ નિવેદન પેશ થયું.

નિવેદનપત્ર હાથમાં રાખીને ઇસ્માઇલે વિદેશી સત્તાઓના પ્રતિનિધિઓને એકઠા મેળવ્યા અને દેશી પ્રધાનમંડળ નીમવાનો પોતાનો નિર્ણય જણાવ્યો. યુરોપી પ્રધાનો ઉપર પણ કાગળો લખ્યા કે 'આજથી આપ સર્વેને રૂખ્સદ મળે છે.' અને શેરીફ પાશા નામના એક બંધારણપ્રિય વિચારો ધરાવવા માટે જાણીતા મિસરી અગ્રેસરને નવું દેશી પ્રધાનમંડળ રચવાનો ખરીતો લખી મોકલ્યો. એ ખરીતાની અંદર માજી પ્રધાન–મંડળની નાલાયકી ઉપર પ્રહારો કરવામાં આવ્યા હતા અને સૂચના આપેલી હતી કે નવું પ્રધાનમંડળ દેશના ચુંટાઇ આવેલા પ્રતિનિધિઓની બનેલી લોકસભા( ચેમ્બર )ને સાચી રીતે જવાબદાર રહેશે, તેમજ આ લોકસભાની વરણી અને અધિકારોનું સ્વરૂપ એવી રીતે જળવાશે કે જેથી કરીને એ સંસ્થાઓ પ્રજાકીય ભાવનાઓને ઝીલતી થઇ શકે.

## ઇસ્માઇલ પદભ્રષ્ટ

ઇસ્માઇલના આ પગલામાં કશો યે નિયમભંગ નહોતો. યુરોપી શાસનકર્તાઓએ પોતે જ એકથી વધુ વાર જાહેર કરેલું કે હતું ખેદીવને યુરોપી નોકરોને રૂખ્સદ આપવાની સંપૂર્ણ

સત્તા છે. પરંતુ ખેદીવ એ સત્તા વાપરવાની ધૃષ્ટતા કરે, એ વાત યુરોપથી સહેવાઇ નહિ. નિયમિત સમયે વ્યાજના હપ્તા ચુકાએ જતા પોતાના બાહોશ પ્રધાનમંડળની બર્તરફી યુરોપી મુડીદારોનાં ઝનૂન જગાડવા માટે બસ હતી. મિસર ખાતેના ગોરા અધિકારોએ એકત્ર મળી હડતાલ પાડી. નવા તંત્રની રૂઇએ અસલના કન્ટ્રોલર–જનરલોને એનો હોદ્દો સંભાળવાનું કહેવામાં આવતાં બ્રિટીશ તથા ફ્રેન્ચ સભ્યોએ ના પાડી દીધી, વ્યાજનો નવો પાકેલો હપ્તો નવા પ્રધાનમંડળે સાતને બદલે પાંચ ટકાને દરે ચુકવવાની જાહેરાત કરી એટલે લેણદારોએ એ ઘટાડેલા દર સ્વીકારવાની ના સંભળાવી, અને બ્રિટીશ સરકારે ખેદીવ પર ધમકી લખી મોકલી કે “ જો યુરોપી પ્રધાનોને ફરીવાર નહિ નીમી દો, તો અમે મિસર ખાતેના અમારા હિતના રક્ષણ માટે ઉગ્ર પગલાં લેશું.”

ઇસ્માઇલે પણ છાતી કઠણ કરી. એણે સ્પષ્ટ ના લખી મોકલી. પોતાની ધમકીને પાછી ગળી જઇને બ્રિટન ચુપચાપ બેસી ગયું. પણ ફ્રાન્સની ખુમારી એટલી સ્હેલાઇથી શમતી નહોતી. એણે બ્રિટનને કહેવરાવ્યું કે આપણે બન્ને મળીને ઇસ્માઇલને પદભ્રષ્ટ કરાવી મિસરનો સંયુક્ત કબજો લઇએ. પણ બ્રિટન સમ્મત ન બની શક્યું. નીલાના તીર ઉપર એક દિવસ એકલો પોતાનો જ વાવટો ફરકાવવાની એની મુરાદ હતી. ફ્રાન્સની ભાગીદારી એને નહોતી જોઇતી તેમજ એકલે હાથે મિસરને ઉઠાવી એનો લેવાનો સમય હજુ પાક્યો નહોતો. ભવિષ્યમાં એક દિવસ એ મોકો મેળવવાની એને ધીરજ હતી. એટલે આજે તો ફ્રાન્સ આદિ અન્ય યુરોપી સત્તાઓને થાપ દેવા માટે એણે એનાં અખબારો દ્વારા જૂદા જ સૂરો ગાવા શરુ કર્યા. એનાં મુખપત્રોએ યુરોપી લેણદારોની નીતિની વગોવણી ચલાવી, મિસરના ફેલાહોની દયા ગાવા માંડી, ત્યાંના નવા પ્રગટેલા રાષ્ટ્રીય પ્રજાપક્ષની પ્રશસ્તિ આદરી. મિસરને એનું ભાગ્યવિધાન એની પોતાની રીતે ઘડવા માટે એકલું મૂકવાની હિમાયત કરી. ફ્રાન્સને પણ એટલું જ જોવાનું હતું કે બ્રિટનનું એકલાનું રાજદ્વારી પરિબલ મિસરમાં

ન જામવા પામે. બ્રિટનના નવા વલણથી એ પણ સંતોષ પામીને શાંત પડી બેસી ગયું.

પરંતુ મિસરને માટે શાંતિનું નિર્માણ નહોતું. પોતાની બેઇજ્જતી અને બર્તરફી ઉપર દાંત કચકચાવતો પેલો નામચીન અંગ્રેજ સર રિવર્સ વિલ્સન મિસરમાંથી રાત લઇને યુરોપ પહોંચ્યો. એણે પારીસમાં જઇને જાહેર કર્યું કે ઇસ્માઇલની આ તમામ ચાલબાજીનું આખરી નિશાન એક જ છે–કે પ્રજાને પોતાના પક્ષમાં લઇ યુરોપી કર્જ ભરવાનો ઇન્કાર કરી નાખવો અને લેણદારોને રાતે પાણીએ રોવરાવવા. આ વાતની જાણ જર્મની અને આસ્ટ્રીઆના લેણદારોને થઇ. વાસ્તવિક એ લેણદારોનું જ કર્જ ભરી આપવાની શુધ્ધ નેમથી મિસરનું નવું પ્રધાનમંડળ, પેલી નામચીન રૉથ્સ્ચાઇલ્ડઝની પેઢી પાસેથી, વિલ્સને એ પેઢીને ત્યાં ઇસ્માઇલની જે જાગીરો ગિરો મૂકીને અરધાં નાણાં ઉપાડી વેડફી નાખેલાં તેની બાકીની અરધી રકમ વસૂલ લેવા પ્રયત્નો કરી રહ્યું હતું. પણ ગિરો રાખનાર પેઢીના પેટમાં પાપ હતું. કોઇ પણ ઇલાજે જર્મન અને આસ્ટ્રીઅન લેણદારોની વસૂલાતમાં વિલંબ પડે ને એના પોકારો બિસ્માર્કનો રોષ જગાડે, એ એની દાનત હતી. અને એમજ થયું. પોતાના દેશવાસીઓના કકળાટથી જાગેલો બિસ્માર્ક બેઠો થઇને આ યુરોપી તમાશાના તખ્તા પર દેખાયો, એણે એક બાજુથી ઇસ્માઇલ પર ધમકી લખી મોકલી કે “મારા દેશવાસીઓનું લેણું જલ્દી ચુકાવી આપો.” ને બીજી બાજુથી ઇંગ્લાંડ–ફ્રાન્સ પર લખ્યું કે “ જર્મનીનો ઇરાદો પોતાના પ્રજાજનોનું નાણાંપ્રકરણી હિત જ રક્ષવાનો છે. રાજદ્વારી હિતનો સવાલ છોને તમો બન્ને ઉપર રહેતો. ”

આવા સાંઢસા વચ્ચે દબાએલું મિસર લાચાર થઇ પડયું. વિલ્સને કરી મૂકેલી એના દ્રવ્યની બરબાદીએ એને દિશાશુન્ય બનાવી દીધું. બીજી બાજુથી ઇંગ્લાંડ–ફ્રાન્સે તૂર્ક સુલ્તાન પર દબાણ આણી ઇસ્માઇલના ગાદીત્યાગનો હુકમ કઢાવ્યો. ઇ. સ. ૧૮૭૯ના જુનની ૨૬મી તારીખે ઇસ્માઇલ અનેક પોતાનાં અને

બાકીનાં બધાં યુરોપી મૂડીદારોનાં પાપોનું પોટલું ઉપાડી, પોતાની ટુંકી બુદ્ધિને પરિણામે મિસરનું સત્યાનાશ કરાવ્યાનો અપજશ વ્હોરી વતનનો કિનારો છોડી ગયો. એનાં પાપ એટલાં ઘોર હતાં કે પ્રજામાંથી એક પણ આંખ એના પતન પર આંસુ ન પાડી શકી.

## નવો ખેદીવ : તૌફીક

એનો પુત્ર તૌફીક પાશા તખ્ત પર આવ્યો. યુવાન તૌફીક શાહજાદાપદે હતો ત્યારથી જ લોકશાસનની નવી ઝુમ્બેશના પ્રભાવમાં આવી ચુકેલો. પિતાનું બક્ષેલું બંધારણ મંજૂર કરવાનો એણે કોલ આપ્યો હતો. પરંતુ મિસરની પ્રજા રાજતંત્ર પર અંકુશ મેળવે એ યુરોપી લેણદારોની મતલબી નીતિને માન્ય નહોતું. નબળા મનના તૌફીકની છાતીએ બ્રિટન અને ફ્રાન્સ ચડી બેઠાં. બન્ને સત્તાઓએ મળીને તૌફીકને હાથે નવા રાજબંધારણની યોજના મારી નખાવી. લોકશાસનનો નવો રોપ એણે ઉઠાવીને ફેંકી દીધો. શેરીફ પાશાના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું. ખેદીવની એકહથ્થુ સત્તાનો જૂનો યુગ નવેસર મંડાયો. યુરોપીઅનોના હાથમાં રમતા હથીઆર રૂપી રિઆઝ પાશા નામના જૂના પ્રધાને નવું પ્રધાનમંડળ ગોઠવ્યું. બાજી બાજુ લેણદારો તરફથી પૂર્વે જે બે કન્ટ્રોલર-જનરલ નીમાએલા તે ફરી નીમાયા. ફરક એટલો પડ્યો કે હવે પછી યુરોપી રાજસત્તાઓની અનુમતિ વગર આ કન્ટ્રોલરોને ખેદીવથી રૂખ્સદ નહિ આપી શકાય એવો ઠરાવ થયો.

આ રીતે ઈંગ્લાંડ-ફ્રાન્સનું જે સંયુક્ત શાસન પ્રથમ પહેલાં કેવળ નાણાંપ્રકરણી હતું, તે હવે રાજદ્વારી બન્યું. એ શાસનને નામ અપાયું 'સંયુક્ત શાસન : Dual Control' એવું, પણ વસ્તુતઃ એ શાસન માત્ર બ્રિટનનું જ બની ગયું: કેમકે બ્રિટન તરફનો કન્ટ્રોલર (પાછળથી ક્રોમર નામે નામચીન થએલો) મેજર બેરીંગ જ નીમાયો. અને ફ્રાન્સ તરફથી મોં. બ્લીગ્નીઅરે નીમાયો. આ બન્નેમાંથી વધુ પરિબલ અને પ્રભાવ બેરીંગને જ પક્ષે ઉભા હતાં.

## સંયુક્ત શાસનના સંતાપો

આ નવા શાસને મિસરને માટે શું શું મંગલ કર્યું? બ્રિટનપક્ષી ઇતિહાસકારોએ સાચી હકીકતોને મારી મચરડી એવું દેખાડવા યત્ન કર્યો છે કે એણે મિસરને મોટી રાહત આપી નાખી. એટલી વાત ખરી છે કે એણે થોડાક નજીવા કરો ઘટાડ્યા, થોડીક વ્યવસ્થા દાખલ કરી. પરંતુ એનો કશો ફાયદો દેશને નથી થયો. હવે એ હકીકતોને એના સાદા સ્વરૂપમાં તપાસીએ:

૧. મિસરને શોષી જનાર એના એ જ વિલ્સનને પ્રમુખપદે ફરીવાર મિસરનું નાણાંપ્રકરણ ચુંથવા માટે કમીશન બેસાડયું.

૨. કમીશનના ફેંસલા અનુસાર એવું ઠરાવ્યું કે લેણદારોને ૭ ટકાને બદલે ૫ ટકાને દરે વ્યાજ ચુકવવું: જે પગલાને માટે ઇસ્માઇલને વગોવી તેઓએ ફેંકી દીધો હતો તેજ પગલું હવે તેઓએ ભર્યું.

૩. મિસરના વાર્ષિક મહેસુલનો અડસટ્ટો જાણીબુઝીને પૌં. ૮૫ લાખ જેટલી ઓછી રકમનો મૂકયો. કારણ કે એથી જે કશી વિશેષ મહેસુલ ઉતરે તે આખો ય વધારો યુરોપી કર્જ ચુકવવામાં લઇ જવાનું ઠરાવ્યું હતું.

આ ઠરાવનો કેવો ભયંકર અમલ થયો તે સમજીએ: કુલ પૌં. ૪૩ લાખ જેટલી રાક્ષસી રકમ તો વ્યાજના હપ્તા ભરવા માટે ઉચકી લેવાતી હતી. બાકી વધતી તેટલી જ રકમમાંથી તૂર્કીને ખંડણી તથા સુવેઝના શેરોનું વ્યાજ મળી ૧૦ લાખ જતાં બાકી માત્ર ૩૨–૩૩ લાખ રાજવહિવટ માટે ફાજલ પડતા. મ્હેસૂલનો આંકડો ઇરાદાપૂર્વક ઓછો મૂકાયો હોવાથી વર્ષોવર્ષ વધારાનું ઉપજતું મ્હેસૂલ લેણદારોના હાથમાં ચાલ્યું જતું. અને કેળવણી, નહેરો, ન્યાય આદિ પ્રજા–હિતનાં તમામ ખાતાંઓ એની એજ તંગીમાં કામ કરતાં હતાં. કેળવણીનું તો નામ માત્ર જ રહ્યું હતું.

૪. જમીનદાર વર્ગના કોપનું કારણ થઇ પડેલાં પેલાં ત્રણ પગલાં ફરીવાર લેવાયાં: એક, બક્ષિસ અપાએલી ખરાબાની જમીન પર લેતરી ઠરી; બીજું, એક સામટા ૭ વર્ષના જમીનવેરા આપી દેનારાઓને જે કાયમી અરધા વેરાની રાહત આપવામાં આવેલી તે રાહત રદ કરી: ત્રીજું, 'વેઠ'ને સાર્વજનિક કરીને પછી તેના બદલામાં મુલ્ય લેવાનું ઠરાવ્યું. આ બધું ગરીબ વર્ગની રાહતના ઓઠા તળે થયું, જ્યારે બીજી બાજુ મિસરના હજારો યુરોપી પ્રજાજનો તો એની એજ કરમુક્ત દશામાં મ્હાલતા રહ્યા.

૫. મિસરના રાજતંત્રમાં જરૂરતને નામે, નિપુણતાને નામે તેમજ પ્રમાણિકતાને નામે ચડતા દરજ્જાની નોકરીઓ પર યુરોપીઅનોનાં ટોળાં ઉતારવામાં આવ્યાં. ઇ. સ. ૧૮૮૨ના માર્ચ મહિના દરમ્યાન એ રીતે ૧૩૨૫ ગોરા અધિકારીઓ વાર્ષિક આશરે ચાર લાખ પૌંડનો નિયમિત પગાર ચાવતા ચાવતા મહાલતા હતા, જ્યારે ૯ હજાર દેશી નોકરોને એના ઉદરપોષણ પૂરતા પગારો પણ ઉપરાઉપરી બે મહિના સુધી તો ભાગ્યે જ કદિ ચુકવાતા હતા. દેશની કંગાલીઅતની વચ્ચે, જ્યારે રાજવહિવટને માટે એક પેનીની વધુ માગણીનો જવાબ પણ નકારમાં વળતો હતો, ત્યારે આ શ્વેતવરણાં તીડનાં ટોળાંને લાખોને ખર્ચે નભાવવાનું કારણ શું હતું? કારણ એમ અપાતું કે "તેઓના વિના મિસરી રાજતંત્ર નીતિહીન સટ્ટાઓનો, વિનાશક કંટ્રાકટોનો અને ભ્રમણાત્મક બાંધકામની યોજનાઓનો ભોગ થઇ પડશે." મિસરના સમકાલિન ઇતિહાસકારો આ શબ્દોની ઠેકડી કરી ગયા છે. કેમકે તેઓ પોતાની સગી આંખે જોઇ ગયા છે કે બરાબર આ યુરોપી અમલદારોનાં પૂર ઉમટ્યાં હતાં તે જ સમયે મિસરનું રાજતંત્ર અનેક અંગ્રેજ કંપનીઓની અપ્રમાણિકતામાં ફસાયું હતું અને ખુદ એ જ ગોરા પહેરગીરોએ બ્રિટીશ પેઢીઓને ખટાવવા માટે અન્ય યુરોપી પેઢીઓના ઓછા દરોની અવગણના કરી મોટાં રાક્ષસી ખર્ચનાં બાંધકામો વગેરે પોતાના દેશભાઇઓના હાથમાં સુપ્રત કર્યાં હતાં.

ઇન્સાફની અદાલતો નીતિભ્રષ્ટ હતી, ફેસાલ ઉપર ચાબુક-રાજ્ય જ ચાલતું હતું, જમીનનો માલિક વર્ગ સદાની દેવાદારીમાં ડુબેલો રહી ઝડપભેર પોતાની જમીન લેણદારના પંજામાં ચાલી જતી જોઇ રહ્યો હતો; કારણ કે આ લૂંટાલૂટને મંજૂર કરનારા કાયદાઓ સુધારવાની કોઇને ફુરસદ નહોતી. મુખ્ય પ્રધાન રિઆઝ તો હતો સત્તાપૂજક. લોકશાસનનો એ શત્રુ હતો. અને સંયુક્ત શાસનના વિદેશી વહિવટકર્ત્તાઓને નાણું મળે ત્યાં સુધી રાજ-તંત્રની સારી માઠી દશાની કશી તમન્ના નહોતી. ૧૮૮૦–૮૧ નો કાળ આવી હાલતમાં ચાલ્યો જાય છે. પરંતુ એ કાળના પડદા પાછળ, દેખીતી સ્મશાન-શાંતિના તલમાં એક નવીન વાવાઝોડાના ઝંઝાવાતો સૂસવવાની તૈયારી ચલાવે છે. એ ઝંઝાવાતો ક્યા હતા?



# ત્રણ યુગશક્તિઓ

## પહેલી : ઉદાર ધર્મવિચાર

ઓગણીસમી સદીના મધ્યાન્હ સમયની આ વાત છે: યુરોપ એશિયાની એ વિશાળ ઇસ્લામી દુનિયા ઉપર સ્થિતિચુસ્તતા, વિચારસંકોચ અને અંધશ્રદ્ધાનું હિમ પથરાઇ ગયું હતું. કુરાનના કાનુનોની સાંકડી સમજ વડે ઉલેમાઓએ સમાજની તમામ જાતની વિચાર–પ્રગતિને રૂંધી રાખી હતી. શાસ્ત્રે દોરી રાખેલા સીમાડાની બહાર નીકળવા મુસ્લીમોનો આત્મા ના પાડતો હતો. છેલ્લાં બસો વર્ષોથી સંખ્યાબંધ મુસ્લીમ ધર્મોપદેશકોએ ઘુમી ઘુમીને બસ એક જ જાતની વિચારસરણી બતાવી હતી કે "ઇસ્લામના અનુયાયીઓ પ્રાચીન સાદાઇના પંથ પરથી ઉતરી ગયા હતા અને કાળજૂના ધર્મ–આદેશોની અવગણના કરતા હતા તેને પરિણામે જ દુનિયામાં ઇસ્લામનું સામર્થ્ય તૂટવા લાગ્યું છે." આવા આવા ઉપદેશોના પ્રભાવથી ઇસ્લામી જગત પર જડતાની રાત અંધારી ગઇ હતી.

### અલ-અફગાની

આમ ઇસ્લામી જગત સૂતું હતું, તે સમયે એક નર જાગતો હતો: અરબસ્તાન, મિસર અથવા તુર્કસ્તાનની કોઇ વિદ્યાપીઠમાં

નહિ, કોઇ મસ્જીદ યા મદ્રસાની અંદર નહિ, પણ મધ્ય એશિયાનાં વિદ્યાવિહીન વેરાનમાં : કોઇ આલિમની તાલીમ થકી નહિ, પણ એકાન્તવાસમાં; ખુદ પોતાની જ સ્વતંત્ર વિચારણાની સત્ય—જ્યોત સામે; આત્માની ચિરાગને અજવાળે.

એનું નામ શેખ જેમાલેદ્દિન અફ્ગાની. એ એક અફ્ગાન હતો. બોખારા શહેરમાં એણે ધર્મશિક્ષણ લીધું હતું. શીખતો શીખતો એ જુવાન કુરાનના શબ્દશબ્દે થંભતો હતો, દુનિયાએ મુકરર કરી રાખેલા સાંકડા અર્થોમાં એનું દિલ ઠરતું નહોતું. સ્વતંત્ર વિચારની રોશની એને એ શબ્દોના ઉંડાણમાં ઉતારી જતી હતી. પલેપલે એને પ્રતીતિ થતી હતી કે આજ પર્યંતના બધા શાસ્ત્રાર્થો ખોટા છેઃ ઇસ્લામ ઇન્સાન જાતની પ્રગતિનો વિરોધી નથી. કુરાનના કાયદાનો ઉદારમાં ઉદાર અર્થ બેસાડી શકાય તેવી એની રચના છેઃ એ કાયદો રૂઢીની ગુલામી નથી પ્રબોધતો, વિજ્ઞાનની અદાવત નથી કરતો, સુધારાનો વિરોધ નથી જન્માવતો, માનવ જાતના એક પણ મંગલ પરિવર્તનની સામે એને વૈર યા વાંધો નથી. માત્ર એના સાચા ઉદાર અર્થો કરીને પ્રજાના અંતઃકરણમાં ઠસાવવાની જ રાહ છે.

ઇ. સ. ૧૮૭૦માં અભ્યાસ ખતમ કરીને બત્રીસ વર્ષનો નૌજવાન જેમાલેદ્દિન ખડો થઇ ગયો અને નવદર્શનની મશાલ ધરીને મુડદા સમ પડેલી ઇસ્લામી દુનિયાને જગાડવા એણે પરિભ્રમણ આદર્યું. મક્કાની હજ પઢીને એ કેરો નગરમાં આવ્યો, ત્યાંથી એ કોન્સ્ટાન્ટીનોપલમાં ઉતર્યો. ત્યાં રૂઢીગ્રસ્ત ઇસ્લામની છાતી ઉપર ચડીને એણે અવાજ દીધો કે આજ પર્યંત મુસ્લીમોના પ્રાણ પર કુરાનને જૂઠે નામે અજ્ઞાનની, ઝનૂનની ને અંધશ્રદ્ધાની જંજીરો ઝકડવામાં આવી છે. જાગો, ઈસ્લામનો કાયદો તે મોતનો દંડોગાર પંજો નથી, પણ પ્રત્યેક યુગને, પ્રત્યેક કલ્યાણકારી પરિવર્તનને, પ્રત્યેક વિચારક્રાન્તિને મંજૂર રાખનાર પ્રાણવાયુ છે.

એની વિદ્વતાએ, વિચાર—પ્રતિભાએ, અને તેજીલી વક્તૃતાએ ઇસ્તાંબોલના યુવાનોનાં અંતઃકરણ જીતી લીધાં. એનાં વિવેચનોએ

તરુણોની આખી વિચાર–સરણીનો પ્રવાહ નવે રસ્તે વાળી લીધો. એ વીર હતો, વિરોધથી દબાતો નહોતો, સાચા અફ્‌ઘાનને શોભે તેવી ખેતમા ધારણ કરીને એ ભલભલી વ્યક્તિઓનું માનભંજન કરતો હતો અને તૂર્ક રાજદરબારની ચાહે તેવી ભપકેદાર મધ્યયુગી વિવેકપ્રણાલિકાઓના પણ એ ભુક્કા બોલાવતો હતો.

આવા પુરુષનું પ્રચારકાર્ય થોડા જ સમયમાં અનેક ધર્મ-નેતાઓને અસહ્ય થઇ પડ્યું. રૂઢીગ્રસ્તતાના અને અંધશ્રધ્ધાના જોર પર જીવનારા અનેક સત્તાધીશોએ પોતાનાં તખ્તોના પાયા આ નૌજુવાનની જ્ઞાનરેલમાં ધોવાતા દીઠા. અલ–અફ્‌ઘાની ( એનું સુપ્રસિદ્ધ નામ )ના ઉપર નાસ્તિકતાનું આળ ઓઢાડવામાં આવ્યું, ઇસ્તાંબોલમાંથી એને નીકળવું પડ્યું. પણ નીકળતાં પહેલાં તો એનાં વિચારબીજ ક્યારનાં યે તૂર્ક ભુમિ પર વવાઇ ગયાં હતાં.

૧૮૭૧માં અલ–અફ્‌ગાની મિસરમાં ઉતર્યો ને કેરો નગરમાં એણે મુકામ કર્યું. એ વખતે ધાર્મિક અણુધતાની દૃષ્ટિએ તો મિસર પર કાળામાં કાળી રાત પડી હતી. કેમકે ખાસ કરીને ઇસ્માઇલનું શાસન ચાલતું હોવાથી એ શાસનનો નૈતિક બગાડો મિસરના એકોએક પ્રજાવર્ગમાં પ્રસરી વળ્યો હતો. એ નૈતિક સડાએ ઉલેમાઓના સમુદાયમાંથી પણ હીમત અને સ્વાતંત્ર્યના સંસ્કારો ઓલવી નાખ્યા હતા. તે છતાં જેમાલેદ્દિનના આગમન થકી જ એક જબ્બર કુતૂહલ જન્મી ગયું. ને ધીરે ધીરે આંહી પણ ઇસ્તાંબોલની માફક જ એનાં વાણી–પ્રતિભાએ ને વિચાર–ઓજસે મિસરી યુવાનોના એક જબ્બર જૂથને પોતાનું કરી આકર્ષી લીધું.

ઇસ્માઇલ જેવા જાલિમ રાજકર્તાનો એ સમય: વિરોધ કરનારની જબાન છેદાઇ જાય એવી ઇસ્માઇલની ધાક: સ્વતંત્ર વિચારની ખાનગી ગુફ્‌તેગુઓ સુદ્ધાં મનુષ્યોનાં મ્હોમાંથી ચાલી ગએલી: હોઠના ફફડાટ ઉપર પણ ઇસ્માઇલના જાસુસોની આંખો ભમે: રાજતંત્રના અન્યાયની સામે ઉંચામાં ઉંચો ધર્માધીશ કે સત્તાધીશ પણ એક લબ્ઝ સરખો કાઢે નહિ: જે બને તેમાં એ તમામની

મુંગી સમ્મતિ : કેમકે તે કાળે મિસર દેશની જે પ્રચંડ લૂંટાલૂટ ચાલી રહી હતી તેની અંદર આ તમામને પોતાનો હિસ્સો મળતો.

જાહેર હીમતના આવા કબ્રસ્તાનની અંદર જમાલેદ્દિન ઉભો થયો; અને એણે સાચા જ્ઞાનના ધગધગતા અંગાર નાખવા માંડ્યા. એની નરી હીમતે જ ઇસ્માઇલની સત્તાને ડારી દીધી. કદાચ એ ઇસ્તાંબોલમાં તોફાન કરીને આવ્યો હતે તે જ કારણે ઇસ્માઇલ સહિષ્ણુ રહ્યો: કદાચ એક અફગાન મગતરાને શું બોલાવવું, એવી પણ ઇસ્માઇલની ખુમારી હશે. અથવા કદાચ યુરોપી શાસનકર્તાઓની સામેના જંગમાં જમાલેદ્દિનનો આ [illegible]વો મત-પ્રચાર પોતાને મદદગાર બની જશે એમ પણ ઇ[illegible]ની ગણતરી હોય. એ ગમે તે હો, પણ ઇસ્માઇલના શાસનના આખરી વર્ષ સુધી આ સુધારકનું પ્રચારકાર્ય ચાલુ રહ્યું. અંતે તૌફીકની તખ્તનશીની થઈ અને આંગ્લ-ફ્રેન્ચ સંયુક્ત વ[illegible]ના પાટલા પડ્યા, તે વખતે એ નવા શાસને—એ યુરોપી[illegible] આ પુરુષના વિચારપ્રચારમાં મિસરી જાગૃતિનો વિરાટ જાગતો જોયો, એને પકડવામાં આવ્યો, વિના મુકર્દમે એને તત્કાળ હદપાર કરી દીધો.

પરંતુ આ હદપારી નિરર્થક હતી. અલ-અફ્ગાનીનું કલેવર ગયું, વિચારો રોકાયા. મિસરી જુવાનોના રક્તનાં કણેકણમાં આ ધર્મ વિષેના ઉદાર વિચારોની ધારાઓ રેડાઇ ગઇ. કેરો ખાતેની વિશ્વવિખ્યાત વિદ્યાપીઠ અલ-અઝહર આ મુક્ત વિચારોના આંદોલનનું મુખ્ય કેન્દ્ર બની ગઇ. મિસરી જુવાનો પોતાના જીવનમાં એ મુક્ત વિચારોની ને વિશાળ જીવનદષ્ટિની લહરીઓ અનુભવવા લાગ્યા. માત્ર જુવાનીઆઓ ઉપર જ નહિ, પણ અનેક આલિમો ઉપર, ખાસ કરીને મિસરના 'ગ્રાંડ મુફતી' પદે બેઠેલા મહા પ્રભાવશાળી, પાક, અને તત્ત્વાનુરક્ત શેખ મોહમદ અબ્દુના ઉપર પણ આ નવી દષ્ટિનો પાકો રંગ બેસી ગયો. એ આ પુરુષ શેખ અબ્દુ હતો; કે જેણે મિસરી છાપખાનાંના નિયામક (Press Censor)ને પદે રહ્યાં રહ્યાં વાણીલેખનના સ્વાતંત્ર્યને એટલી બધી છૂટથી ને છડેચોક વિકસવા દીધું, કે જેની સ્વપ્ને યે સંભાવના

દુનિયામાં ઠેરઠેર એકહથ્થુ સત્તાનો મૃત્યુઘંટ બજાવ્યો ને મિસરમાં પણ લોકસત્તાની બાંગ પુકારી. ઇસ્લામના આ નવા પ્રાણનું દર્શન મિસરીઓના દિલમાં રાજસત્તાના અન્યાય સામે બળવો જગાડી રહ્યું હતું. એ નવા જ્ઞાનનો પ્યાલો પીધા પછી જ મિસરીઓએ ઇસ્માઇલના અનુગામી ખેદીવ તૌફીક ઉપર 'બંધારણ'નો ખરડો મંજૂર કરવાનું દબાણ આણ્યું હતું ને તૌફીક જ્યારે ફરી બેઠો ત્યારે એના વિશ્વાસઘાત પર પુણ્યપ્રકોપની આગ પ્રગટાવી હતી.

મિસરી પ્રજાને જૂના રૂઢીગત વિચારોની જડતાભરી ઘરેડમાંથી બહાર ખેંચીને નવયુગની ઉદાર ભાવનાઓને માર્ગે ચડાવનાર આ ધાર્મિક આંદોલન એટલે એક ઝંઝાવાત. હવે આપણે બીજા ઝંઝાવાતનું સ્વરૂપ સમજીએ

## બીજી શક્તિ : બંધારણવાદ

મિસરી રાષ્ટ્રજાગૃતિનો બીજો ઝંઝાવાત હતો બંધારણના હિમાયતી રાજપુરુષો( Constitutionalists )નો. એ સમુદાયનો અગ્રેસર હતો શેરીફ પાશા. પશ્ચિમ દેશોમાં પ્રવર્તતાં નવાં રાજબંધારણોના, લોકપ્રતિનિધિ સંસ્થાઓના અને જવાબદાર શાસનના તેઓ પ્રેમીઓ હતા. પૂર્વ દેશોનાં એકહથ્થુ તંત્રોની અંદર આ પશ્ચિમના શોધેલા અંકુશો ગોઠવાવા જોઇએ, એ તેઓનો આગ્રહ હતો. તેઓનો માર્ગ બે પ્રકારે વિકટ બન્યો હતો. પ્રથમ તો તેઓ પોતે તૂર્કીના રાજકર્તા 'પાશા' વર્ગમાંથી ઉતરી આવેલા હોઇ, ફેલાહ જાતિની સદંતર સ્વતંત્રતાના કટ્ટર વિરોધી હતા. ખેદીવની સત્તા છીનવી લઇને પોતાના જ વર્ગના હાથમાં રાખવાની તેઓની નેમ હતી. તેઓની દૃષ્ટિએ તો પોતાની એકલી તૂર્ક–સિરકાસીઅન કોમ જ રાજકારભાર ચલાવવાને લાયક હતી. અંગ્રેજીમાં જેને Oligarchy–વર્ગશાસન કહે છે, તે આ સમુદાયનું નિશાન હતું. અને એ રીતે તેઓ મિસરની દેશી પ્રજાને અળખામણા હતા. બીજી બાજુ તેઓએ પોતાના જ વર્ગ ભાઇઓનો–તૂર્કી પાશાઓનો વિરોધ પણ વ્હોરવાનો હતો. કેમકે પાશાઓ અત્યારે પરદેશીઓની સાથે મળી મિસરને પોતાની મતલબ ખાતર પીસી રહ્યા હતા.

આ બન્ને વર્ગોની અદાવત વચ્ચે ઉભા રહીને આ બંધારણ-પ્રેમીઓને વિદેશી સત્તાધારીઓ સામે ઝઝુમવાનું હતું. આ વર્ગને પોતાના પક્ષમાં લઇને જ ઇસ્માઇલ પરદેશીઓના ખેડીબંધો ઉપર પ્રહારો કરતો હતો. નવા ખેદીવ તૌફીકે ગાદી પર આવી, ગોરા સત્તાધીશોની દબામણી ડરામણીને વશ બની, બંધારણને લાત મારી આ વર્ગને છંછેડ્યો હતો. એટલે બંધારણવાદીઓ આ ફરેબની સામે દાંત કચકચાવી રહ્યા હતા. મિસરના વાતાવરણમાં આ બીજું વાવાઝોડું મચતું હતું.

## ત્રીજી શક્તિ : લશ્કર

અસંતોષના દાવાનલમાં ત્રીજો, સહુથી ઉગ્ર પવન ફુંકાતો હતો લશ્કરી બરાકોમાંથી. સૌથી સાચી અને સૌથી શુદ્ધ શક્તિ ત્યાં-સૈન્યમાં જાગી રહી હતી. એનું પ્રથમ કારણ મિસરી સૈન્યના બંધારણમાંથી જડે છે. શરુઆતથી જ મિસરી લશ્કરની ઉંચી અમલદારી પાયરીઓ ઉપર તુર્ક પાશાઓ, સિરકાસીઅનો, સીરિઅનો અને આરબો જ નીમાતા હતા. લશ્કરના સામાન્ય સિપાહીનો બેડો કેવળ મિસરી ફેલાહોની જ ભરતીથી પૂરાતો હતો. કોઇ પણ ફેલાહ સૈનિકને કપ્તાનપદથી ઉંચેરા હોદ્દા પર ચડવાનો અવકાશ નહોતો. ઉપર ગણાવેલા પરદેશીઓને જ હસ્તક જાણે કે અફસર-પદોનો ઇજારો હતો. એ પરદેશીઓ ફેલાહોને પોતાના કાયમી ગુલામો ગણી અપમાનભર્યો વર્તાવ રાખતા. એ પરદેશી અમલદારોના મોટા પગારો જ્યારે પ્રતિ માસ પૂરેપૂરા ચુકવવામાં આવતા, ત્યારે સૈનિકો અને નીચલા હોદ્દાદારોના પગારો મોડા પડતા તેમજ કપાતા. પરદેશીઓને સ્વમાનભરી ઘટિત નોકરીઓ અપાતી, ત્યારે ફેલાહ સૈનિકો પાસેથી નહેરોના કીચડ ખોદાવવાનું, ખેદીવની જાગીરો પર ખેતી ખેડાવવાનું, સડકો બંધાવવાનું આદિ હીણપભર્યું કામ લેવામાં આવતું. આ રીતે મિસરી લશ્કરમાં એક ભયંકર વર્ગ-વિગ્રહ સળગી રહ્યો હતો. મિસરી ભૂમિનો સાચો પુત્ર ફેલાહ પગલે પગલે આવાં અપમાનો ને અન્યાયો અનુભવી અંતઃકરણમાં ખદખદી રહ્યો હતો. અને આ નોકરીના અન્યાયોની સાથોસાથ

દેશ આખાની ફેલાહ–પ્રજા પર ગુજરતાં વીતકોનું ભાન ભળેલું હોઇ લશ્કરનો એકએક ફેલાહબચ્ચો પોતાના અંતઃકરણની ઉંડાણે વિદ્રોહનું છુપું છુપું ખુન્નસ અનુભવી રહ્યો હતો. મિસરી સૈનિક કેવળ અતડો, અળગો, પોતાની જ અંગત મુશ્કેલીઓ પર વિચાર કરતો ભાડૂતી ચાકર નહોતો, પણ એ તો મિસર દેશના પ્રજાજન તરીકેનું સતત આત્મભાન અનુભવી રહ્યો હતો.

## આરબી

આવું આત્મભાન કરાવનાર અને એના અન્યાયોનો અવાજ કાઢવાનું મુખ બનનાર એક નૌજવાન નેતા લશ્કરને સાંપડી ચુકયો હતો. એનું નામ અહમદ બે આરબી. આરબીનો જન્મ ઇ. સ. ૧૮૪૦માં એક મિસરી ગામડાની અંદર સાડા આઠ એકરની ખેડ ઉપર પેટગુજારો કરનારા એક શેખને ઘેર થયો હતો. એની નસેનસમાં ફેલાહનું જ રૂધિર વહેતું હતું. જુવાન આરબી કેરો જઇને અઝહર–વિદ્યાલયમાં બે વર્ષની કેળવણી પામ્યો હતો. ચૌદ વર્ષની વયમાં તો એનો કદાવર દેહ પ્રકાશી ઉઠ્યો. અને ગામડિયા શેખોના છોકરાઓને લશ્કરી અમલદારી દરજ્જાઓ માટે તૈયાર કરવાની આકાંક્ષા ધરાવનાર ખેદીવ સૈદની આંખ આ બાલકના પડછંદ શરીર પર એટલી બધી ઠરી કે એણે તૂર્ત જ સૈન્યમાં આરબીની ભરતી કરી ત્વરાભેર એને એક પછી એક નીચલા દરજ્જાઓમાંથી ઉંચે ઉપાડી લીધો. સત્તર વર્ષની વયે આરબી લેફ્ટેનન્ટ બન્યો, અઢારે કેપ્ટન, ઓગણીસે મેજર અને વીસે લેફ. કર્નલની પદવી પ્રાપ્ત કરી. તેજસ્વી આરબી ખેદીવ સૈદનો એ. ડી. સી. બનવા સુધીનો સ્નેહ સંપાદન કરી ચુકયો, અને સૈદ સાથેના નિકટ સમાગમમાંથી એના રાજપ્રકરણી વિચારોનું મક્કમ ઘડતર થયું.

એ રાજપ્રકરણી સિદ્ધાંત કયો હતો? એ હતો સમાજના પ્રત્યેક વર્ગની સમાન કક્ષાનો. તુર્ક અથવા સિરકાસીઅન ઉંચો અને ફેલાહ નીચો, પાશાની પાયરી ચડતા દરજ્જાની અને મિસરી શેખનું સ્થાન એ પાશાના કદમ ચુમવાનું–એ જમાનાજૂના

મિસરને જગાડનાર



ખેડુ-પુત્ર આરબી

વર્ગભેદ પ્રત્યે આરબીનો આત્મા બળવો પુકારતો હતો. આરબી પોતાના ફેલાહ વર્ગને માટે જીવનના દરેક ક્ષેત્રમાં સમકક્ષાની જ નહિ, પણ એથી યે વિશેષ, મિસરી પ્રજાના પ્રાણ–ભાગ તરીકે વિશિષ્ટ સ્વમાનની માગણી કરી રહ્યો હતો. એ દૃષ્ટિએ આરબીની ઝુમ્બેશ આગળ લખી પહેલી બે ઝુમ્બેશોથી જુદી પડતી હતી. અઝહરનો સમુદાય જ્યારે કશા પણ જાતિભેદ વા વંશભેદ વગરના એક ને અખંડ મુસ્લીમ સંગઠનના સુધારની હિમાયત કરતો હતો, ત્યારે આરબી ઉભેલો હતો ફેલાહજાતિના હક્કોને કારણે. એનું હતું જાતિ–આંદોલન. માટે જ એ આંદોલન વધુ લોકપ્રિય બનવા નીર્માયું હતું.

આરબીના હૃયાનો આ હુતાશ શાથી પ્રગટ થયો હતો? સ્વાનુભવ પરથી. ઇસ્માઇલના સમયમાં જ્યારથી ફેલાહો પ્રત્યેની કૃપાદૃષ્ટિ પાછી ખેંચી લેવામાં આવી, ત્યારથી જ આરબી પોતાની અપમાનિત હાલત અનુભવતો થઇ ગયો. એના દરજ્જાને હમેશાં ઠોકરો મળતી. રોજ એને હલકી કાર્યવાહી સોંપાતી. રોજેરોજ એ કેવળ એક ધૃણિત ફેલાહ–પુત્ર હોવાને કારણે ઉંચલા અધિકારીઓનો તિરસ્કાર પામતો હતો. એ સ્વાનુભવે આરબીના અંતરમાં પોતાના સમગ્ર ફેલાહ બંધુસૈનિકો પ્રતિ હમદર્દી જન્માવી. એ તમામના સંતાપો એણે પોતાના કરી લીધા. એક આખી જાતિને એણે બીજી જાતિને હાથે વિના વાંકે લાતો ખાતી નિહાળી. એના અંગત રોષે જાતિપ્રકોપનું સ્વરૂપ ધારણ કર્યું. એનામાં વિચારોની સ્પષ્ટતા હતી, સાથોસાથ એ વિચારોને વ્યકત કરી શકે તેવી સાદી, સરળ, હૃદયસ્પર્શી, માર્મિક આરબી જબાન હતી. એ જબાનના વાણીપ્રભાવ વડે એણે પોતાના દિલની આગ આખા લશ્કરમાં ચેતાવી દીધી. પોતે જીવનમાં નેકપાક અને ધર્મપરાયણ હોઇ ફેલાહ સૈનિકો ઉપર એની વાણીની કો અદ્દભૂત છાપ પડી, ધર્મપરાયણ છતાં ધર્મનું ઝનુન નહિ; સ્વજાતિના સ્વમાનની હિમાયત છતાં કોઇ પણ પર જાતિ પ્રતિ છુપો દ્વેષ નહિ; ખેદિવ તૌફીક તરફ પણ પૂર્ણ અદબની લાગણી; અનેક યુરોપી કુટુંબોની

સાથે દિલોજાન દોસ્તી : એવા આગેવાનની આગેવાની નીચે ધપતી એ લશ્કરી ઝુમ્બેશે તૌફીકની કારકીર્દિના આરંભમાં જ અતિ વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું. તેનાં કારણો આ મુજબ બન્યાં.

એક : આબીસીનીઆ દેશ પર મિસરી સૈન્ય એક પ્રચંડ ચડાઇ લઇ ગએલું ત્યાં સિરકાસીઅન ને તુર્ક અમલદારોના યુદ્ધ-કૌશલને અભાવે હજારો ફેલાહ સૈનિકો કીડી–મંકોડીની રીતે કતલ થઇ ગયા હતા.

બીજું : તૌફીકના રાજ્યારોહણ પછી તુર્ત જ, ફેલાહ સૈનિકોની હાડમારીઓ તો ટળવી દૂર રહી પણ ઉલટું તેઓના પગારમાં ઘટાડો કરવામાં આવ્યો. તેઓને નહેરના કીચડ કાઢવા વગેરેનું હલકું કામ અપાવું એવડી દાઝથી ચાલુ રહ્યું હતું.

આ બેહાલીનું મુખ્ય કારણ હતું નવું પ્રધાનમંડળ : મિસરદ્રોહો એ નવા પ્રધાનમંડળની અંદર યુદ્ધસચીવને પદે મિસરીઓને હીન ગુલામો ગણી તિરસ્કારનાર તુર્ક પાશા ઓસમાન રિફ્કી નીમાયો હતો. એને હાથે ફેલાહ સૈનિકો ઉપર દરેક જાતના અત્યાચારો ચાલવા લાગ્યા હતા.

આ રીતે ત્રણ જુદી જુદી આગ મિસર દેશમાં લાગી પડી હતી. પરંતુ એ ત્રણે વચ્ચે જોડાણ નહોતું. ત્રણે પોતપોતાના હિત માટે જ મથતાં હતાં. દાખલા તરીકે અલ–અફ્ગાનીની દેશપારીને વખતે બંધારણવાદીઓએ વિરોધનો એક હર્ફ સુદ્ધાં ન ઉચ્ચાર્યો. એ જ રીતે તૌફીકે જ્યારે શરીફનું પ્રધાનવટું આંચકી લીધું ત્યારે સૈન્યના મ્હોંમાંથી પણ શબ્દ ન સંભળાયો. ત્રણે શક્તિઓએ વખતસર હાથ મિલાવ્યા હોત તો આજ મિસરનું ભાગ્યવિધાન કંઇક જૂદી જ જાતનું જોઇ શકાત. પરંતુ એ એકીકરણને અભાવે સાચું જોર માત્ર સૈન્ય જ કરી રહ્યું હતું. એકલે હાથે પણ સૈન્યે હાક બોલાવી અને દેશશત્રુઓનાં હાંજાં ખખડાવ્યાં. એ બીના આમ બની:



# લશ્કરની લડત

## પહેલો વિજય

ઈ. સ. ૧૮૮૦ના મે માસની ૨૯મી તારીખે આરબીએ તેમજ બીજા ફેલાહ–અફસરોએ સાથે મળી પોતાની હાડમારીઓની રાહત માગનારૂં એક નિવેદનપત્ર યુદ્ધખાતાના સચીવમંડળને પેશ કર્યું. એની અંદર ફેલાહ–સૈનિકોને મળતા અન્યાયોની હારમાળા હતી ને રિફ્કીની પક્ષપાતનિતિ સામે પુકાર હતો. આ ફર્યાદો ઉપર તપાસ ચાલી તેને પરિણામે આરબીનો એકેએક મુદ્દો પુરવાર થયો. પરદેશી વહિવટકર્તાઓને પણ આ માગણીપત્રનું વ્યાજબી-પણું દિલમાં વસ્યું. બાહ્ય સ્વરૂપે ખાતાને લગતી પરંતુ અંદર-ખાનેથી રાષ્ટ્ર–જાગૃતિ સાથે સંબંધ ધરાવતી આ પહેલી ચળવળમાં આરબીનો વિજય વર્ત્યો. એ આખી હીલચાલ દરમ્યાન આરબીએ દાખવેલ ખામોશ, વિનયશીલતા અને શાણપણ ઉપર વિદેશી કોન્સલો પણ મોહ પામી ગયા.

પહેલે જ પગલે વિજય મળ્યો દેખી લશ્કરમાં ઉત્સાહ અને આશાના નવીન પ્રાણ પ્રગટ થયા. આરબીની વ્યૂહરચનાએ આગળ ગતિ કરી. આરબી એકલો નહોતો. મિસરી સૈન્યના બીજા બે નૌજવાન કર્નલો, અલી–બે–ફેહમી અને અબ્દલ–અલ પણ આરબીની જ રાષ્ટ્રભાવનાથી પ્રેરાઇને એને સાથ દઇ રહ્યા.

હતા. ત્રણેની એકરંગીલી ત્રિપુટી મિસરની મુક્તિનાં સ્વપ્નો સેવી રહી હતી.

એક દિવસ અલી–એ–ફેહમી કે જે ખેદીવના રાજમહેલની રક્ષક રેજીમેન્ટ નં. ૧ નો કર્નલ હોઇ મહેલ સાથે સીધા સંબંધમાં હતો, તેણે આવીને સમાચાર પુંક્યા કે "ખેદીવ તૌફીક આપણી ભેરે ઉભો છે અને તૌફીકે કહાવ્યું છે કે મુખ્ય પ્રધાન રિઆઝ અને યુદ્ધસચીવ રિફ્કી તમારા ત્રણેના વિનાશની બાજી રચી રહ્યા છે. માટે વિના વિલંબે પ્રધાનોને પછાડો."

અનેક બંધારણવાદીઓને તુરંગોમાં નાખનાર, ધર્મવીર જમાલેદ્દિનને હદપાર કરનાર, વિદેશી કુહાડીનો હાથો બની બેસનાર અને દેશજાગૃતિનું દુશ્મનકાર્ય કરી રહેલા આ રિઆઝને આરબી બરાબર ઓળખતો હતો. રિઆઝ કેટલો કર્પીણ બની શકે તેનું પણ આરબીને ભાન હતું. ત્રણે જુવાનોએ મંત્રણા કરીને પોતાના શત્રુઓને શિકસ્ત દેવાનો નિરધાર કર્યો. અને એ ઘડી ૧૮૮૦ના આખર સમયમાં આવી પહોંચી. ત્રણે ભેરૂબંધોને એક સાંજરે ખબર પહોંચ્યા કે પ્રધાનમંડળે એ ત્રણેને બર્તરફ કરવાનો ઠરાવ ઘડી નાખ્યો છે.

## બીજો વિજય

વળતે જ દિવસે ત્રણે સાથીઓએ પગલું ભર્યું. "યુદ્ધસચીવ ઓસમાન રિફ્કીને તત્કાલ બર્તરફ કરો!" એવું માગણીપત્ર લઇ જઇને તેઓએ પરભાર્યા મુખ્ય પ્રધાનની પાસે પેશ કર્યું. ધુંવાંપુંવા થતો રિઆઝ બહાર નીકળ્યો. એણે તુમાખીભર્યા બોલ કાઢ્યા: "તમારી અરજી મુહલિક (નિર્ણય માટે લટકતી હકીકત વિષેની) છે. તમે શું માગો છો? પ્રધાનમંડળ પલટાવવા માગો છો? ને એને બદલે તમારે કોને લાવીને બેસાડવા છે? રાજતંત્ર ચલાવવા માટે તમારે કોને વળગાડવા છે?"

મક્કમ ખામોશ જાળવીને આરબીએ જવાબ આપ્યો: "એટલે શું આપ એમ માનો છો કે આઠ છોકરા જણીને મિસર ભૂમિ

વાંઝણી બની ગઇ છે? [અર્થાત શું મિસરમાં તમો આઠ પ્રધાનો સિવાય નવમો કોઇ પુરૂષ રાજતંત્ર માટે લાયક જ નથી?]

આરબીના એ મર્મપ્રહારે રિઆઝના રૂંવેરૂંવામાં આગ પ્રગટાવી. આખરે એણે ઉત્તર આપ્યો કે "ઠીક જાઓ, હું આ બાબત તપાસ કરીશ." એ જવાબ પામીને ત્રણે કર્નલો પાછા વળ્યા.

કર્નલોના આ ફિતુરી આચરણ પર વિચાર કરવા માટે તુર્તમાં જ પ્રધાનમંડળની બેઠક મળી. ખેદીવ તૌફીક પણ ત્યાં હાજર હતો. તૌફીકનો ગુપ્ત આશય રિઆઝને ધૂળધાણી કરવાનો હતો. પણ તૌફીક બાયલો ને હીચકારો હતો. ઉઘાડા પડીને એક પણ પગલું લેવાની એની છાતી નહોતી. એટલે એ હમેશાં છુપા કાવાદાવાનો જ આશરો લેતો. આજે એણે રિઆઝને લશ્કરની સાથે ભેખડાવી મારવાનો લાગ જોયો. એણે પ્રસ્તાવ મૂકયો કે ત્રણે ફિતુરીઓને ગિરફતાર કરી તેના ઉપર લશ્કરી કામ ચલાવવું. એ પ્રસ્તાવનો રિફ્કીએ વિરોધ કર્યો. કેમકે ઉઘાડી તપાસનું અજવાળું સહન ન કરી શકે એવાં ખુદ રિફ્કીનાં જ પારાવાર પાપો એકઠાં થયાં હતાં. આખરે વાટાઘાટનું છેવટ એવું આવ્યું કે ફિતુરીઓનો ઘડોલાડવો–ઇસ્માઇલના સમયમાં ચાલતી હતી તેવી કોઇ કપિંણ રીતિએ–ખાતાની તપાસથી જ એકલા રિફ્કીએ કરી નાખવો.

રિફ્કીએ થોડા દિવસ વીતવા દીધા. પછી એ ત્રણે કર્નલોને નિમંત્રણ મોકલ્યું કે "શાહજાદી જમીલાની શાદીના ઉત્સવ સંબંધે તમારી સાથે વાતો કરવી છેઃ માટે કસ્ર–અલ–નીલ મહાલમાં પધારો." આ તેડાની સાથોસાથ જ જાણભેદુઓએ કર્નલોને બાતમી પહોંચાડી દીધી કે "તમને પરહેજ કરવા તેડાવેલ છે." ત્રણે કર્નલો મુકરર સમયે યુદ્ધસચીવના એ કચેરી–મહેલમાં હાજર થયા. તેઓએ ચોપાસ નજર કરી લીધી. રિફ્કી એકલો નહોતો. એને સહાય દેવા સંખ્યાબંધ સિરકાસીઅન અફસરો હાજર હતા. પલકમાં તો અફસરોએ ત્રણેને કેદ કર્યા, તેઓનાં હથીઆર–પટા ઉચકાવી લીધાં, અને ત્રણે ઉપર અપમાનોની ઝડીઓ વરસાવી.

નીલાનાં નીર નજીક જ હતાં. નૌકા તૈયાર થઇને ઉભી હતી. ત્રણે જણાને નૌકામાં ઉઠાવી જઇ કાં તો નીલાના મૂળ પાસે મૂકી આવવા અથવા તો નીલાને તળીએ બેસારી દેવા, એવો રિફ્કીનો સંકેત હતો. ઉઠાવી જવાને ઝાઝી વાર પણ નહોતી.

ત્યાં તો ઓચીંતાં બ્યુગલ ફુંકાયાં. મહેલનાં દ્વાર પર એક પ્રચંડ ધસારો થયો. ને 'લશ્કરી તપાસ'ના એ ખંડની અંદર ફેલાહ–બચ્ચાઓનું એક આખું રેજીમેન્ટ આવીને તૂટી પડયું. આ રેજીમેન્ટ ત્રણ ફિતુરીઓ માહેલા અલી–બે–ફેહમીની સરદારીવાળું રેજીમેન્ટ હતું, અને અગાઉથી ગોઠવ્યા પ્રમાણે ફેહમીનો વફાદાર મેજર મોહમદ ઓબીદ એને લઇને ચડી આવ્યો હતો.

એ મોજીલા ફેલાહ–સૈનિકોએ ખડખડાટ હસતાં હસતાં ખુરસીઓ ઉંધી વાળીને રિફ્કી વગેરે તમામને નીચે પટકયા, તેઓનાં માથાં ઉપર શાહીના ખડીઆ ઠલવ્યા, પેટ ભરી ભરીને મશ્કરી કરી, અને બારણાં બીડી રાખી તેઓને બારીઓ વાટે પલાયન કરાવ્યું. રિફ્કી પણ નીચેના મજલાની એક બારીમાંથી ઠેકીને નામોશી સાથે જીવતો નાસી છુટયો.

આ રીતે તુર્કોની ઇજ્જતની ફજેતી બોલાવતી એ ફેલાહ–રેજીમેન્ટ પોતાના ત્રણે પ્યારા કર્નલોને માનભેર મોખરે રાખી વિજયનાં પડઘમ બજાવતી બજાવતી કૈરોનગરના રાજમાર્ગ પર પસાર થઇ અને પાછી પોતાની બરાકોમાં ચાલી ગઇ. ત્યાંથી ત્રણે કર્નલોએ આખી કથા લખીને ખેદિવ પર મોકલી. પ્રજાજનોમાં પણ એ છપાવીને પ્રચારકાર્ય આદરી દીધું. રિફ્કીની જગ્યાએ બીજો યુદ્ધ–સચીવ નીમવાની ફરી માગણી મોકલી. તે ને તે દિવસે રિફ્કી બર્તરફ થયો. રિઆઝને પણ રૂખ્સદ મળત, પરંતુ એને દમન–પ્રેમી વિદેશી કન્ટ્રોલરોનું પડખું મળ્યું. રિઆઝ બચી ગયો. યુદ્ધ–સચીવના પદે મહમદ–બે–સામી નામનો, શરીફ પાશાના બંધારણવાદી પક્ષનો એક તેજસ્વી ને બુદ્ધિવંત દેશપ્રેમી સિરકાસીઅન નીમાયો. છુપી રીતે એ આરબીનો દોસ્ત બન્યો. આરબીના શિર ઉપર જ્યારે જ્યારે પ્રધાનમંડળનાં કાવત્રાં રચાતાં,

ત્યારે ત્યારે આરબીને વખતસર ચેતાવી દેનાર આ મહમદ-એ-સામી જ હતો.

## 'અલ-વાહિદ'

તે દિવસથી-૧૮૮૧ના ફેબ્રુઆરીની ૧લી તારીખથી-આખા દેશમાં આરબીના નામની ઘોષણા પ્રસરી ગઇ. અદના ફેલાહનો એક છોકરો સેંકડો વર્ષોથી દેશ પર સત્તા ભોગવતી ખુની તુર્ક-સિરકાસીઅન જાતિને ઉથલાવી શકે છે ને રાજસત્તા સામે પડકાર કરીને પ્રધાનમંડળની અંદર પણ મ્હોંમાગ્યા ફેરફાર નીપજાવી શકે છે, એ પ્રતીતિથી મિસરી પ્રજાના હૃદયમાં અજબ આત્મ-બળનો સંચાર થઇ રહ્યો. થોડાં જ અઠવાડીઆંની અંદર આરબી મિસર દેશનો 'અલ વાહિદ: The only one : તારણહાર' ગણાયો. અન્યાયની સામે ઝૂઝેલા એ 'અલ-વાહિદ'ની પાસે અનેક લોકોએ પોતાના ઉપર ગુજરેલા અન્યાયોની કથાઓ લખી મોકલી. અન્યાયોના ભોગ થઇ પડેલા અનેક લોકો આરબીની પાસે પોતાનાં કલેજાં ઠલવવા આવ્યા. તમામને આરબી પોતાનાથી બનતી સહાય આપવા લાગ્યો; અને એના સુડોલ સુંદર શરીરની સન્મુખ આવનાર એકેએક પ્રજાજનના અંતઃકરણ ઉપર એનાં પ્રેમાર્દ્ર મીઠાં સ્મિતોની તેમજ એની પ્રભાવશીલ જબાનની આબાદ છાપ છપાઇ જવા લાગી.

પરંતુ આરબીની વ્યક્તિગત વીરપૂજા પૂરતું જ આ પ્રસંગનું મહત્ત્વ ન માની લઇએ. ફેલાહ-બચ્ચાઓના આ મરણીઆ સાહસ-ની અંદરથી પ્રજા તો એ સંદેશ વાંચી રહી હતી, કે આપણે અત્યાર સુધી માની બેઠા હતા તેટલા લાઇલાજ ને અસહાય કંગાલ નથી. આપણી સાચી શક્તિ સૈન્યની અંદર બેઠી છે ને એ જાગી છે. જે બળવો આપણે ૧૮૮૧ના ફેબ્રુઆરીને પ્રથમ પ્રભાતે દીઠો, તે કેવળ લશ્કરી બળવો નહોતો પણ દેશભક્તિનું આંદોલન હતું. અને પ્રથમ દરજ્જે એ ફેલાહોની આઝાદી માટેનું આંદોલન હતું. એની નેમ પ્રથમ દરજ્જે દેશનો સર્વનાશ કર-

નાર તૂર્ક શાસનને તોડવાની અને સાથોસાથ એ જાલિમ શાસનના સાથી બનેલા આંગ્લ-ફ્રેન્ચ વહિવટની ઝડ ઉખેડવાની હતી.

## પ્રજારક્ષક લશ્કર

એ રીતે મિસરી પ્રજાએ પોતાનું સાચું પ્રતિનિધિત્વ ત્યાં-બરાકોમાં દીઠું. અને યુરોપે પણ એમ જ દીઠું. લંડન ટાઇમ્સે બરાબર લખ્યું કે "યાદ રાખીએ, મિસરની પાસે લશ્કર એ એક જ દેશી પ્રતિનિધિ સંસ્થા રહી છે. બીજી તમામ સંસ્થાઓને બ્રિટન તેમજ ફ્રાન્સના સત્તાવાર પ્રતિનિધિઓએ પકડી, પગ નીચે દબાવી, પલટાવી નાખી છે." દરેક જણ જોઇ શક્યું કે હવે ફરીવાર જો સૈન્ય વિફરશે, તો એ પોતાની અંગત વા ધંધા પરત્વેની મતલબને સાધવા નહિ પણ દેશના એકંદર રાજદ્વારી હિતની રક્ષાર્થે ડગ ભરશે. આ ભય મિસરની સરકારને તેમજ યુરોપી સલાહકારોને, બન્નેને બરાબર સમજાયો હતો. અને તેથી જ તેઓએ લશ્કરના પગારોની નિયમિત ચુકવણી કરીને તેમજ પગાર-વધારાની વારંવાર ખાત્રી આપીને સૈનિકોની લાગણી શાંત પાડવાના પ્રયત્નો આદર્યા. ફક્ત એક રિઆઝને જ સાન ન આવી. જાણે કે હવે પોતે અફસરોમાં પાછો વિશ્વાસ બેસારી ચુકયો છે, એવી આત્મ-ભ્રમણાને વશ બની એણે આ લોકજાગૃતિનો મૂળમાંથી જ નાશ આદર્યો. એણે આરબી તથા આરબીના દોસ્તોની પાછળ પાછળ જાસુસો છોડયા, તેઓના મકાનો ઉપર ગુપ્તચરો ગોઠવ્યા, તેઓના ખૂનનાં પણ કાવત્રાં રચ્યાં, અને પ્રધાનમંડળ માંહેલા યુદ્ધસચીવ મહમદ-સામીને આરબી પ્રત્યે દિલસોજી બતાવવા બદલ હજાર જાતની કનડગતો કરવા માંડી. બીજી કોઇ રીતે નહિ તો કશોક ફોજદારી ગુન્હો કરી બેસીને પણ કર્નલો પોલીસખાતાના પંજામાં સપડાઇ જાય એવ ઘણાંઘણાં ચક્રો ગોઠવ્યાં. પરંતુ એ બધાની રજેરજ બાતમી મહમદ-સામી તરફથી કર્નલોને વખતસર પહોંચી જતી, એટલે રિઆઝના ફાંસલામાં કર્નલો પોતાનો પગ નહોતા પડવા દેતા.

રિઆઝની આ ખટપટોમાં વિદેશી કન્ટ્રોલરોનો કેટલો હિસ્સો હતો ? તેઓ નક્કી રિઆઝનાં કૌભાંડો જાણતા હશે. છતાં તેઓએ રિઆઝને રોક્યો નહિ. બ્રિટન તેમજ ફ્રાન્સની ઘરની સરકારોનું વલણ પણ કઇ દિશામાં વહેતું હતું તે સુદ્ધાં કળાઇ ગયું હતું. આરબીના પક્ષની હિમાયત કરનાર ફ્રેન્ચ કોન્સલ બૅરન રીંગને એની સરકારે ઘેર બોલાવી લીધો.

ખેદીવ તૌફીકના વાયરા કઇ દિશામાં સૂસવતા હતા ? એનું દિલ તો ભય, ઇર્ષ્યા અને જાતજાતના ભયંકર સંશયો વચ્ચે ઝૂલતું હતું. રિઆઝ પર એનો ખાર સળગતો હતો, આરબીનો પ્રખર બનતો પ્રતાપ-સૂર્ય એનાથી સહેવાતો નહોતો, એના દરબારી સિરકાસીઅનો એને ફેલાહ અફસરોની સામે ઉશ્કેરી રહ્યા હતા, અને શરીફ પાશા આદિ બંધારણવાદીઓ એને સમજાવી રહ્યા હતા કે રિઆઝના તેમજ કોન્સલોના કેદખાનામાંથી છુટવું હોય તો ફરી એકવાર લશ્કરી ઉશ્કેરાટનું મોજું ઉઠવા દો.

આવા સંયોગોની વચ્ચે ૧૮૮૧નો ઓગસ્ટ માસ ચુપચાપ પગલે ચાલ્યો જતો. તેવામાં ઇસ્લામી દુનિયા પર એક ઓચીંતો ભડાકો બોલ્યો. તારનાં દોરડાં ઝણઝણી ઉઠયાં. ખુણે ખુણે ખબર પડ્યા કે ફ્રેંન્ચ સરકારે, ત્રણ વર્ષ ઉપર બ્રિટનની સાથે થએલી ગુપ્ત સંધિને આધારે, એકાએક છાપો મારી ઉત્તર આફ્રિકામાં આવેલા ત્યુનીસ નામના એક મુસ્લીમ રાજ્ય ઉપર પોતાનો રક્ષક-ધ્વજ રોપી એને Protectorate જાહેર કર્યું છે અને ત્યૂનીસના નિર્દોષ નિરપરાધી બે ( રાજા ) પાસેથી તલવારની અણી તાકીને ત્યૂનીસની સ્વાધીનતાની સોંપણીના તૈયાર ખત ઉપર સહી કરાવી લીધી છે. આ ઘટનાએ આખી ઇસ્લામી દુનિયાની એક કિનારીથી બીજી કિનારી સુધી ખ્રિસ્ત જગત સામે રોષનું આંદોલન ખડું કરી દીધું. એ રોષ-જુવાળનો ઉછાળો પૂર્વ દિશામાં ચાલી નીકળ્યો, મિસરના તીર પર એણે એક ભયંકર છોળ છાંટી દીધી. મિસરી રાષ્ટ્રજાગૃતિનાં બન્ને દળો-વિનીત સુધારાવાદીઓ તથા ઉદ્દામ સૈનિકપક્ષ-આ

ટ્યૂનીસની લૂંટમાંથી નીપજેલા ભયાનક ઇસ્લામી પ્રકોપની અસરમ આવ્યાં અને તેઓ બન્નેએ હવે તો હાથમાં હાથ મિલાવી ઝડપી સ્વરાજ જીતવાનો નિરધાર કર્યો. તેઓને સમજાયું કે ખ્રિસ્તધર્મી યુરોપ આપણને એક પછી એક ભક્ષી જવા બેઠો છે.



# બળવો

"આપણે બંધારણ માગીએ: રાજતંત્ર ઉપર લોક-પ્રતિનિધિઓનો કાબુ મેળવીએ: તે સિવાય આ એકહથ્થુ ખેદીવશાહી અને આ યુરોપી પચાઉગીરોનું પરિબલ આપણને ખાઇ જશે. માટે આરબી! તું તારા લશ્કરી બળ વડે અમને સાથ આપ."

બંધારણવાદી વર્ગ તરફથી શરીફ પાશાએ આરબીની સાથે આવા પ્રકારની મસ્લતો શરૂ કરી; અને આરબી સહમત થયો. બીજી બાજુથી રિઆઝના તેમજ યુરોપી કન્ટ્રોલરોના પીંજરામાંથી છુટવા મથતા પંખી તૌફીકે પણ પોતાની મહેલ-રક્ષક રેજીમેન્ટના કર્નલ અલી-ફેહમીના કાનમાં ફુંક્યું કે "તમે ત્રણ, આરબી, અબ્દ-અલ અને તું ફેહમી, તમારી સાથે મને પણ ચોથો ગણજો." તૌફીકના આ સંદેશાનો મર્મ એ હતો કે મારા પર તમે સુખેથી ઉઘાડું દબાણ આણજો! ડરપોક તૌફીક આ ઉઘાડો તમાશો કરાવીને વિદેશી કોન્સલો પર એવું ઠસાવવા માગતો હતો કે મારે તો લશ્કરની બંદુકોની નળીથી થરથરી રિઆઝનું પ્રધાનમંડળ વિખેરવું પડ્યું છે. તૌફીક યુરોપી સત્તાઓની આંખથી ત્રાસતો હતો અને રિઆઝના પંજામાંથી છુટવા સિવાય બીજી કશી ઉચ્ચ ભાવના તૌફીકને હતી જ નહિ. એ

સમૂયવર્તી, હીચકારો અને વિશ્વાસઘાતી હતો. એટલે એવા સ્વભાવ સામે આરબીની અગમચેતી સદા જાગૃત હતી. તેમ છતાં એ હીચકારાની નબળાઇનો લાભ લેવાનું આરબીને ચુકવું નહોતું.

## ત્રણ માગણીઓ

ઘસારો કરવાની જે કટોકટ ઘડીની કાગને ડોળે રાહ જોવાતી હતી તે ઘડી આખરે આરબીને માટે ઓગસ્ટ માસની અંદર જ આવી પહોંચી. મુખ્ય પ્રધાન રિઆઝે આરબી વગેરેને ઉકેલી મૂકવાની એકેએક છુપી કરામતમાં જ્યારે પોતાના હાથ પાછા પડેલા જોયા ત્યારે એ સાચેસાચી ગભરામણમાં પડયો. એણે પોતાના શાસન ઉપર આરબીના કાળા ઓછાયા છવાએલા દીઠા. એટલે એણે છુપા કાવાદાવા છોડી દઇ ઉઘાડો ઘા ઉગામ્યો. એણે યુદ્ધ–સચીવ મહમદ–સામીને આજ્ઞા આપી કે "કર્નલ આરબીને તથા કર્નલ અબ્દ–અલને એની રેજીમેન્ટો સહિત કૈરોમાંથી હદપાર કરો." કુટિલ તૌફીકે પણ આરબી પ્રતિની ઇર્ષ્યાના એક ઘડીના તોરમાં આ આદેશ પર સહી કરી દીધેલી. મહમદ–સામીએ આવો ગેર હુકમ ઉઠાવવાની ચોકખી ના સંભળાવી એટલે તત્કાળ એને ખેદીવનો હુકમ મળ્યો કે "તું પ્રધાનમંડળમાંથી બર્તરફ છે, તારે એકદમ તારા વતનના ગામડામાં ચાલ્યા જવાનું છે." મહમદ–સામી નીકળી ગયો. દોસ્ત કર્નલોને આ બનાવ જણાવવાનો વખત એના હાથમાં નહોતો રહ્યો. પરંતુ એણે તો દોસ્તોને પ્રથમથી જ કહી રાખેલું કે "મને કાઢે એટલે તમે વિના કહ્યે સમજી લેજો કે તમારા પર કોઇ આફત ભમે છે."

ત્રણે કર્નલોને આ જાણ થતાંની વાર જ તેઓ હુશીઆર બની ગયા. વળતે જ દિવસે તેઓએ જોયું કે યુદ્ધ–સચીવની ખાલી પડેલી જગ્યાએ દુશ્મન પક્ષનો જ એક કર્પીણુ સિરકાસીઅન અને ખેદીવનો સાળો દાઉદ–પાશા નીમાયો. એ દાઉદ–પાશાએ સપ્ટેમ્બરની ૮ મી તારીખે આરબીની તથા અબ્દ–

અલની બન્ને રેજીમેન્ટોને ફેરો છોડી બે જૂદીજૂદી જગ્યાએ જવાનો હુકમ કાઢયો.

કર્નલોને બરાબર સાન હતી કે જો આપણે જૂદા પડીશું, તો રિઆઝ આપણને એક પછી એક કરી પોતાની ચપટીમાં ચોળી નાખશે. આપણે ફેરોમાંથી નથી ખસવું. છેલ્લી વારની જીવસટોસટ લડત આપણે મિસરની પ્રજાને ખાતર લડી કાઢવી છે. એવો નક્કર નિરધાર કરી, મહેલ–રક્ષક રેજીમેન્ટનો કર્નલ ફેહમી પણ પોતાને પક્ષે ઉભો હોવાની ખાતરી મેળવી, આરબીએ વળતી જ પ્રભાતે ખેદીવ તૌફીક પર માગણીપત્ર મોકલ્યું. એમાં આટલી માગણીઓ હતી :

૧. રિઆઝના પ્રધાનમંડળને તત્કાળ રૂખ્સદ આપો.

૨. મિસરની પ્રજાને બંધારણ આપો.

૩. લશ્કરની સંખ્યા, ઠરાવ મુજબ પૂરેપૂરી ૧૮ હજારની બનાવો.

વિશેષમાં લખ્યું હતું કે "આ માગણીપત્રનો જવાબ લેવા માટે અમે આજે બરાબર મધ્યાન્હે તમારા આબ્દીન–મહાલ પર પહોંચશું. અમે તમારા ખાનગી રહેઠાણ ઇસ્માઇલિયા–મહાલ પર નહિ આવીએ, કેમકે તમારા જનાનાની ઓરતોને ભયભીત કરવાની અમારી ઇચ્છા નથી. આબ્દીન–મહાલ તમારૂં જાહેર રહેઠાણ છે. માટે વખતસર ત્યાં જવાબ દેવા આવી પહોંચજો."

## સૈન્યનો વિજયકળશ

કાગળ મળતાંની વાર જ તૌફીક રિઆઝ વગેરે પ્રધાનોને તેડાવ્યા. તેઓ બધા પ્રથમપહેલા લશ્કરી બરાકોમાં ગયા. ત્યાં તૌફીકે અને રિઆઝે સિપાહીઓને વફાદારીના વ્યાખ્યાનો દીધાં, અલી–ફેહમીને પોતાની રેજીમેન્ટ સાથ આબ્દીન–મહાલનો કબ્જો લેવાની આજ્ઞા આપી. અને ફેહમીએ આજ્ઞા મુજબ મહેલના ઉપલા મજલાના ખંડોમાં છુપી રીતે સિપાહીઓ ગોઠવી આપ્યા. ત્યાંથી ખેદીવ કિલ્લા પર ગયો, ત્યાં પણ સિપાહીઓને ભાષણ દીધું,

ત્યાંની રેજીમેન્ટના કર્નલને ધમકી દીધી કે "જો તું આરબીનું ફિતુર દબાવવામાં સરકારને સહાય નહિ કરે તો હું તને તુરંગમાં નાખીશ" એ ધમકી સાંભળીને સિપાહીઓએ ખેદીવની ગાડી ઘેરી લીધી, ભય પામીને ખેદીવને ભાગી નીકળવું પડ્યું.

જેવો ખેદીવ આબ્દીન–મહાલે આવે છે તેવા તો એણે આખા ચોગાનની અંદર સૈન્યને ફૂકળતું દીઠું. પશ્ચિમ દરવાજા પર તોપખાનાની અને ઘોડેસ્વારોની ઠઠ જામી છે, જ્યારે પૂર્વ દ્વારને ઠાંસીને પોતાના સૈન્ય સાથ આરબી ઉભો છે: ખેદીવની આંખો મહાલની બારીઓ ઉપર ફરી વળી. એ આંખો પોતાના મહેલ–રક્ષક અલીફેહમીના સૈન્યને શોધતી હતી. સુનસાન બારીઓ પર ભટકીને આંખો નીચે ઉતરી: ખેદીવે નિરખીને જોયું: અલીફેહમી પોતાની રેજીમેન્ટ સાથે આરબીની જ જોડમાં ઉભો હતો! ખેદીવના હોશ ઉડવા લાગ્યા.

પાછલે દરવાજેથી દાખલ થઇને ખેદીવ પોતાના જનરલો તથા અંગરક્ષકો સાથે સૈન્યની સન્મુખ આવ્યો. પોતાની સાથે એ બ્રિટીશ કન્ટ્રોલર કોલ્વીનને તથા બ્રિટીશ કોન્સલ કુકસનને પણ લાવ્યો હતો. એ બન્ને અંગ્રેજો ખેદીવને સલાહ દેવા ખડા થયા હતા!

"આરબી, નીચે ઉતર!" ખેદીવે આરબીને હુકમ કર્યો. આરબી ઘોડા પરથી નીચે ઉતર્યો.

"તલવાર છોડ!" ખેદીવે બીજો હુકમ દીધો. આરબી તલવાર ધરવા આગળ વધ્યો.

આરબી ઉપર દગો રમાશે એવી દેહશત પામીને એના પચાસ અફસર–મિત્રો આરબીની સાથે ચાલ્યા, અને તેઓએ તોપીકની તથા મહેલની વચ્ચે સ્થાન લઇ લીધું.

તલવાર છોડતાં છોડતાં આરબીએ જબાન ખોલી. ત્રણે માગણીઓ એણે ફરીવાર મોઢામોઢ કહી બતાવી અને ખેદીવને પૂછ્યું, "આપનો શો જવાબ છે?"

ખેદીવ બોલ્યો: "હું દેશનો ખેદીવ છું. હું મારી મુન્સફી મુજબ કરીશ."

આરબીએ ઉત્તર આપ્યો: "ના ના, અમે ગુલામો નથી, કે એક માલિક અમને બીજા માલિકના હાથમાં સુપ્રત કરી શકે અને અમે મુંગે મોઢે એમ સુપ્રત થઇ જઇએ."

આરબીના એ પડકારમાં પોતાની મુગી સંમતિ પૂરાવતું સૈન્ય મુખમુદ્રા પર ખુન્નસ ધારણ કરીને ઉભું હતું. તૌફીકની આંખો એ પ્રત્યેક મુખ પર મરવા મારવાનો મનસૂબો વાંચતી હતી. તૌફીક વધુ કશું જ ન બોલી શક્યો. પાછો ફરીને એ મહેલમાં ગયો. કુકસન અને કોલ્વીન પણ સાથે ગયા. અંદર બેઠાં બેઠાં એણે કુકસનની સાથે સમજાવટના સંદેશા મોકલ્યા. કુકસને આરબીને પૂછ્યું "ઓ આરબી, તું સોલ્જર થઇને પાર્લામેન્ટની માગણી કરે છે?"

સોલ્જરોની પછવાડે લોકોની છલોછલ મેદિની ઉભી હતી તેની સામે આંગળી ચીંધાડીને આરબીએ ઉત્તર આપ્યો : "હું પાર્લામેન્ટ માગું છું તે આપખુદ શાસનનો અંત લાવવા માટે. જો કુકસન! આ પ્રજાના અમે પ્રતિનિધિઓ છીએ."

કુકસને દમદમાટી કરી : "તમારો છુંદો કરવા અમે બ્રિટીશ સેના ઉતારશું."

એનો પણ આરબીએ ઉચિત જવાબ આપ્યો. એમ છ સાત વાર કુકસન મહેલમાં ગયો ને પાછો આવ્યો. દરમ્યાન અંદર શી રમત રમાતી હતી? કોલ્વીન ખેદીવને ઉશ્કેરતો હતો કે "ઓ નામદાર! આરબીને પરહેજ કરવાની, બલ્કે લશ્કરની નજર સામે ગોળીથી ઠાર કરવાની આ ખરેખરી ઘડી છે, માટે આ જ ક્ષણે આપને જ હાથે, એ વિદ્રોહીને ઉડાવી દો!"

ખેદીવ કહે "ના ના, કોલ્વીન! આપણી ચોગમ આગ બળે છે."

કોલ્વીન ફોસલાવે છે "હીમત ધરો. ફુંકી દો એને એકને. બધું ફિતુર મટી જશે. બધો વિદ્રોહ શમી જશે."

ખેદીવની છાતી ભાંગી ગઇ હતી. એ કહે કે "આપણને તમામને એ લોકો ફુંકી દેશે."

બ્રિટનના એ હિત-પ્રતિનિધિના બધા પ્રયત્નો એળે ગયા. કુકસન સાતમી વાર બહાર નીકળ્યો અને આરબીને કહી ગયો કે "નામદાર ખેદીવ તમારી ત્રણે માગણીઓ મંજૂર રાખે છે."

મિસરી બળવાનો એ વિના રક્તપાતે વિજય હતો. સપ્ટેમ્બરની ૯મી તારીખનો એ મધ્યાન્હ હતો.

આ આખો સમય મુખ્ય પ્રધાન રિઆઝ કયાં હતો? અગાઉ એના સાથી રિફ્કીની જે વલે થઇ હતી તેવી પોતાની પણ ન થઈ બેસે એટલા માટે રિઆઝ મહેલની અંદર જ લપાઇ બેઠો હતો. સાંજ પડી અને તેની સાથોસાથ રિઆઝની કારકીર્દિની પણ સાંજ પડી. એને બર્તરફીનો હુકમ મળ્યો. યુરોપ જઇને એ પોતાનો લાગ મળવાની રાહ જોતો બેઠો.

એ જ સાંજે આરબી ખેદીવ પાસે ગયો. પ્રજાની માગણી કબૂલ રાખવા બદલ એણે ખેદીવનો અહેશાન માન્યો. ખેદીવે એટલું જ કહ્યું કે "આટલું બસ છે. હવે જઇને તું આબ્દીન-મહાલનો કબ્જો લઇ લે. પણ જોજે હો, રસ્તા પર વાજીંત્રો ન વાગે."

## આઝાદીનો ઉત્સવ

પરંતુ જ્યારે પ્રજાને જાણ થઇ ચુકી કે ખેદીવે 'મેજલિસ'ને બોલાવી છે, અને શરીફને મુખ્ય પ્રધાનવટું આપી 'બંધારણ' ઘડવાની આજ્ઞા કરી છે, ત્યારે રસ્તા પર વાજીંત્રો વાગ્યા વિના કેમ રહી શકે? વળતે પ્રભાતે પ્રજાએ જાગીને જ્યારે જોયું કે જાલિમ ફેરોની, મામ્લ્યૂકોની અને તુર્ક પાશાઓની આ પદદલિત ભૂમિ પર આજે પહેલી જ વાર ઇન્સાફ અને કાયદાઓનું લોકશાસન સ્થપાય છે, અને એ સ્થાપના અને એ અમલ કોઇ પરદેશીઓને હાથે નહિ પણ ખુદ મિસરી પ્રજાજનોના જ પ્રતિનિધિઓને હાથે થાય છે, ત્યારે તો દેશમાં ખુશાલીનો ફુલબાગ મ્હેકી ઉઠયો. એ ત્રણ

મહિનાના બનાવોને સગી આંખે જોનારો અંગ્રેજ મી. વિલ્ફ્રેડ બ્લંટ જણાવે છે કે "આજ સુધી જીવનમાં મેં કદિ એવું જોયું નથી ને આજ પછી કદિ હું એવું જોવાનો નથી. એકેએક રાષ્ટ્રીય પક્ષ, એટલે કે કેરોનો એકેએક પ્રજાજન આઝાદીના ને રાષ્ટ્ર–મુક્તિના આ ભવ્ય મનોરથને પાર કરવા એકરસ બન્યાં હતાં. ખેદીવ પણ ખુશખુશાલ હતો કેમકે રિઆઝ ગયો, ફ્રાન્સ–ઇંગ્લાંડનું શાસન સીધાવી ગયું, અને આરબીનું પણ વ્હેલું મોડું શરીફને હાથે કાસળ જશે! શરીફ તથા તેના પક્ષના ઉદારમતવાદી તૂર્ક પાશાઓ આનંદ–મસ્ત બની ગયા, કેમકે પોતે પાછા સત્તા પર આવ્યા હતા. પેલા પીછેહટવાદી તૂર્કો પણ ફુલાયા, કેમકે તેઓને આખા યુરોપ સામેનો વિજય દેખાયો. સૈનિકોના શિર પરથી પણ લાંબા સમયથી તોળાઇ રહેલી આફતનો જુમ્મો ઉતર્યો; અને જાહેરજીવનના સુધારકો પોતાને નાગરિકતાના હક્કો પ્રાપ્ત થશે એમ માની કિલ્લોલી ઉઠ્યા. સંશય અને અવિશ્વાસના માર્યા જેઓ આજ સુધી અળગા રહ્યા હતા તેઓને પણ પતીજ પડી કે સાચા શસ્ત્ર-બળને જો પ્રજાપક્ષે ઉભું કરી શકાય તો લોહીનું એક ટીપું પણ રેડયા વિના પરિણામ લાવી શકાય છે. નીલા નદીના કિનારા પર સૈકાઓ થયાં ન સંભળાએલી એવી સ્વાધીનતાની ઉત્સવ–ઘોષણા આજે મિસરભરમાં ગાજી ઉઠી. અને હું શબ્દશઃ સાચી વાત કહું છુ કે કેરોની ગલ્લીએ ગલ્લીએ મિસરીઓ આમ સામા એક બીજાને ઉભા રાખી, છેક જ અજાણ્યા છતાં બથ ભરીભરી મળતા હતા, ને જાણે કોઇ ભયાનક લાંબી રાત વીતીને ઓચીંતું પ્રભાત પડતું હોય તેવા આ અચાનક આરંભાએલા આઝાદીના નવયુગ સામે તાજ્જુબીભરી નજર કરી આનંદતા હતા. મિસરનું છાપાખાતું પણ પેલા પુજનીય પુરુષ શેખ મહમદ અબ્દુની સંસ્કારી દેખરેખ નીચે જૂનાં બંધનોથી મુક્ત બની સડસડાટ સમાચારો ફેલાવવા લાગ્યું. પ્રાંતોની અંદરનાં પ્રજાજનો પણ જાસુસોના ભય વિના ને પોલીસની દખલ વિના નિર્ભયપણે મળવા ને ગુફતેગુ કરવા લાગ્યાં. મુસ્લીમો, ખ્રીસ્તિઓ, યહુદીઓ, અને થોડા યુરોપીઅનો

સુદ્ધાં તમામ વર્ગોની અંદર એક જ પ્રકારનો સુખનો તાર પ્રસરી ચુકયો. અરે પરદેશી કોન્સલોને પણ કબૂલ કરવું પડયું કે જૂના રાજ કરતાં આ નવું રાજ બ્હેતર છે અને આરબીની કેટલીક વાતો તો વ્યાજબી છે!

## યુરોપની રોષભ્રુકુટિ

પોતાની આઝાદીના નવજન્મને મિસરી પ્રજા જ્યારે આ પ્રકારે વધાવી રહી હતી, ત્યારે યુરોપ શું કરતું હતું? યુરોપની આઝાદ પ્રજાઓ પૈકી એક પણ પ્રજાના મ્હોંમાંથી મિસરને માટે મુબારકબાદીનો શબ્દ સરખો યે નીકળ્યો નહિ. મિસરના હાથ આસમાન તરફ ઉંચા થઇ અલ્લાહના શુક્ર ગુજારી રહ્યા હતા ને પોતાના નવા પ્રયાણ માટે ફતેહ યાચતા હતા, તે વખતે તમામ યુરોપી પ્રજાઓ ભવાં ચડાવીને મિસરી જાગૃતિ પર લાલ લાલ ડોળા ધુરકાવી રહી હતી. યુરોપના રાજનીતિજ્ઞો ત્રાંસી નજરે એનાં છિદ્રો તપાસતા હતા, યુરોપની અધિકારશાહી ગાળોની ઝડી બોલાવતી હતી, ને યુરોપના લેણદારો દાંત કચકચાવતા હતા. સપ્ટેમ્બરની ૯મી તારીખે મિસરનો આ બળવો બને છે, અને તે પછીના પાંચ જ દિવસની અંદર તો યુરોપે શું શું કરી નાખ્યું? બ્રિટનનાં અખબારોએ છડેચોક ઇસારો કર્યો કે "મિસરમાં તો ઇંગ્લાંડનાં સર્વોપરિ રાજપ્રકરણી હિતનો સવાલ ઉભો છે, અને કોઇ પણ સંજોગોમાં એ 'હિત'ની આહુતિ બ્રિટનથી નહિ આપી શકાય!" બળવાના સમાચાર મળવાની ઘડીએ જ બ્રિટન ફ્રાન્સની સાથે મસ્લત કરવા બેસી ગયું કે આપણે હવે શું કરવું? ફ્રાન્સનો પ્રત્યુત્તર પણ મળ્યો—અને તે તો પ્રથમથી એકનો એક જ હતો—કે "આપણી બન્ને સરકારોએ સંયુક્ત પગલું લેવું: એટલે કે અત્યારે જેમ મિસરના નાણાંવહિવટ પર આપણા બે કન્ટ્રોલરો બેસી ગયા છે તેમ એના લશ્કર ઉપર પણ આપણા બે લશ્કરી પ્રતિનિધિઓનો અંકુશ જોરાવરીથી બેસારી દઇએ!" પરંતુ અગાઉ આપણે જોઇ ગયા કે બ્રિટનની મુરાદ તો એક દિવસ મિસરને એકલા જ પચાવી

જવાની હતી. ફ્રાન્સ સાથેની ભાગીદારીમાં એને નહોતું ઉતરવું. એણે ફ્રાન્સને જણાવ્યું કે "ના ના, એ તો નહિ બને. અમે તો તૂર્ક સુલ્તાનને વિનતિ કરી છે કે મિસરના આ તોફાનને કાબુમાં રાખે." ફ્રાન્સે ડોકું ધુણાવીને ચેતવણી ફૂંકી કે "તો તો ખુરાઇ થવાની. તૂર્ક સુલ્તાનનું પરિબળ મિસર પર વધશે અને આપણી સત્તાને ધક્કો પહોંચશે." તત્કાળ બ્રિટનને પોતાની બેવકૂફીનું ભાન થયું. એને સ્વાર્થની સાચી દિશા સૂઝી. પોતાના ઇસ્તાંબોલ ખાતેના કોન્સલ પર એનો તાર છૂટ્યો કે "સુલ્તાનને કહો, હવે પોતે મિસર પર કોઇને ન મોકલે. કશી ઉતાવળ ન કરે."

પાંચ જ દિવસમાં આ ગભરામણ ઉઠી ગઇ ને આ દોડાદોડી મચી રહી. યુરોપને સ્વપ્ન સુદ્ધાં નહોતું કે ઇસ્માઇલને તથા બંધારણવાદીઓને ઉડાવી દીધા પછીની પોતાની શાંતિથી ચાલતી શોષણ–પ્રવૃત્તિને પડકારનારૂં આ અજાણ્યું તત્ત્વ 'લશ્કર' ઉઠીને આહ્વાન દેશે. ગભરાએલા યુરોપને ઠંડું પાડવા માટે નિષ્પાપ આરબીએ તો તે ને તેજ દિવસે નિવેદન પ્રગટ કર્યું હતું અને તેમાં તેણે લશ્કરની હીલચાલનાં કારણો સ્પષ્ટ કરી બતાવી આખા યે જગતને તસલ્લી આપી હતી કે "અમારૂં નવું તંત્ર અમારાં તમામ મિત્રરાજ્યોની રૈયતનાં હિતનું રક્ષણ ચાલુ જ રાખશે." પરંતુ આરબીનો આ દિલાસો નિરર્થક હતો. યુરોપી સત્તાઓ અને વિશેષ કરીને બ્રિટન અને ફ્રાન્સ પોતાના પેટમાં સારી પેઠે સમજતી હતી કે તેઓનું મિસર ખાતેનું 'હિત' માત્ર 'ધાડપાડુ હિત' હતું, એટલે શુદ્ધમાં શુદ્ધ ઇરાદો સાચવ્યા છતાં યે નવું રાષ્ટ્ર–તંત્ર પરદેશીઓનાં અનેક કુડાં હિતોને ધક્કો દીધા વિના નહિ જ રહી શકે. બ્રિટનને તો એથી યે આગળ વિચારવાનું હતું–ને એના સાચા મનોભાવ એનાં અખબારોએ આ મુજબ વ્યક્ત કર્યા : "જ્યાં સુધી ઇંગ્લાંડને હિન્દુસ્તાનના માલીક રહેવું છે, ત્યાં સુધી મિસર ખાતેના એના રાજકારણી હિતને બીજા કોઇ પણ દેશના એવા હિતની

નીચે ચગદાવા ન જ દઇ શકાય : એ આખા સિદ્ધાંતને આચરણમાં મૂકવાની જરૂરી ઘડી અત્યારે આવી પહોંચી છે.”

પરંતુ એવો કોઇ દાવ બ્રિટનથી ફેંકી શકાયો નહિ. વૃત્તને માટે તો આરબીને ઠાર કરવાની શીખવણી બદલ એણે પોતાના પ્રતિનિધિ કોલ્વીનને 'સર'ની પદવી વડે નવાજ્યો. કોલ્વીને પણ પોતાની આ કદર બુઝનાર સરકારને લખી નાખ્યું કે નવા પ્રધાન શરીફની રગ પોતાના હાથમાં પકડી, લશ્કરને જુદી જુદી દિશામાં વ્હેંચી એનું જોર વિખેરી નખાવી અને બંધારણવાદીઓની માગણીઓ મોળી પડાવી, પોતે આ આખા બળવાને નિઃસત્વ બનાવવાની શતરંજ ઘણી જ રૂડી રીતે ખેલી રહેલ છે. તે ઉપરાંત કોલ્વીનના જેવો જ કુટિલ સર માલેટ નામનો જે બ્રિટિશ કોન્સીલ–જનરલ આવ્યો હતો, તેણે પણ ઘરની સરકારને એવું સૂચવ્યું કે મિસરને કિનારે એક મનવાર મોકલવાથી કેરો અને આલેકઝાંડ્રીઆ ખાતેની આપણી વસ્તી ભયમુક્ત બનશે. એ શીખવણીના અમલ રૂપે બે બ્રિટનની તેમજ બે ફ્રાન્સની, એમ ચાર મનવારો આવીને આલેકઝાંડ્રીઆના બારા સામે ખડી થઇ ગઇ. આ શસ્ત્ર–પ્રદર્શનનો સાચો આશય પોતાની વસાહતી પ્રજાને કોઇ ફફડાટમાંથી મુક્ત કરવાનો નહોતો, પણ મિસર દેશ હજુ બીજા બળવાના મુખમાં છે એવો 'હાઉ' ઉભો કરવાનો હતો. મિસરના નવા યુગને બ્રિટન–ફ્રાન્સે આ રીતે મનવારો વડે વધામણાં દીધાં.



# ઉઘાડો અવરોધ

આળવા પછીના બનાવો વિજળીને વેગે બનતાં જતા હતા, અને ઉત્સવનો ઉછાળો શમી ગયા પછી મિસરના કિસ્મત–કટોરામાં એક કરતાં વધારે રંગોની ઘુમાઘુમ જોવામાં આવતી હતી. ઇ. સ. ૧૮૮૧ના વર્ષના છેલ્લા ત્રણ મહિનાની અંદર આટલા રંગો તરવરી ઉઠ્યા હતા: પહેલું, વિજેતા સરદાર આરબીની ખમોશભરી વર્તણુક અને મિસરના કલ્યાણ ખાતર એણે ધારણ કરેલી મેલછાંડની નીતિ: બીજું, નવ–દર્શન પામેલી પ્રજાના સંપૂર્ણ આઝાદી માટે ઉગ્ર તરફડાટ: ત્રીજું, અંગ્રેજ–ફ્રેન્ચોનું ખેદીવ પર દબાણ, તેઓની મોરલી પર શરીફનું ડોલન, અને બંધારણવાદી નરમ પક્ષને લશ્કરપક્ષ સાથે વિચ્છેદ પડાવવાની ચાલબાજી: ચોથું શરીફની પીછેહટ નીતિ અને પ્રજાતંત્રના માર્ગમાં એણે આદરેલી આડખીલી: આખરે બ્રિટન–ફ્રાન્સનો ઉઘાડેછોગ ડારો.

પોતાના જ મનપસંદ પુરુષ શરીફ પાશાને પ્રધાનવટું સોંપાયા પછી નિષ્પાપ નિર્દોષ આરબીને કશો જ વસવસો નહોતો રહ્યો. હવે તો શરીફ જ નવા જવાબદાર બંધારણને ઘડી કાઢી જલ્દી એનો અમલ કરાવશે, એવા સંપૂર્ણ વિશ્વાસે આરબી પોતાને અગાઉના યુદ્ધખાતા તરફથી મળેલી આજ્ઞાનું પાલન કરવા માટે પોતાની

રેજીમેન્ટ સાથે મુકરર સ્થળ રાસ–અલ–વદી પર ચાલી નીકળ્યો. તે દિવસ ઓકટોબરની તા. ૬ઠ્ઠી હતી. ગંજાવર લોક–મેદિની એને વિદાય દેવા સ્ટેશન પર જામી પડી હતી. જતાં જતાં આરબીએ જનતાને એ રક્તહીન બળવાનો મહિમા સમજાવનારું વ્યાખ્યાન આપ્યું, અને “ લશ્કરનો ધર્મ તો, સુસંપી, સબલ સરદારી અને સંપૂર્ણ શિસ્ત વડે સુસજ્જ થઇને પોતાના એક જ નિશાન તરફ–એટલે કે પ્રજાના કલ્યાણ તરફ સતત કૂચ કરવાનો છે” એ વિષયની ચર્ચા વડે એણે પોતાનો ભવ્ય આદર્શ ખડો કર્યો. ફરી એક વાર એ પોતાના બન્ને કર્નલ દોસ્તોની સાથે પાટનગરમાં આવ્યો, અંગ્રેજ પ્રતિનિધિઓના દિલ પર પોતાના નિષ્પાપ દેશાભિમાનની આબાદ છાપ ઉઠાડી, અને પોતે આંગળીનું એક ટેરવું ઉંચું કરીને જે વખતે પોતે ઘોર ઉથલપાથલ ઉપજાવવાની શક્તિ ધરાવતો હતો તે વખતે એણે સિદ્ધાંતની બાબતમાં પણ કેટલી મેલછાંડ કરી દેખાડી તે બતાવનારા પ્રસંગો આ પ્રમાણે બન્યા.

પહેલી જ અથડાઅથડી એને પોતે વિશ્વાસુ માનેલા શરીફ પાશા સાથે થઇ. પ્રશ્ન હતો જૂની લોકસભા(મેજલિસ)ને નવું બંધારણ ઘડવા બોલાવવાનો : શેરીફ કહે કે ઇ. સ. ૧૮૬૬ ના જરીપુરાણા સંકુચિત ધોરણે બોલાવવી; આરબી કહે કે “ નહિ, ઇસ્માઇલના શાસનના આખર કાળમાં જે વિસ્તૃત ધોરણ મુકરર થઇ ચુકેલું તે ધોરણે જ લોકપ્રતિનિધિઓને બોલાવવા જોઇએ. કેમકે એટલી પ્રગતિ તો થઇ ચુકી હતી. કેવળ યુરોપી સત્તાઓની દખલને કારણે જ એ પગલું ત્યાંથી અટકી પડયું હતું. એટલે હવે તો આપણે સપ્ટેમ્બર ૯મીની ક્રાંતિ કરી નાખ્યા પછી તો જ્યાંથી તાર તુટેલો છે ત્યાંથી જ તાર સાંધવો ઘટે.

પરંતુ શરીફની પીઠ પછવાડે કોલ્વીન દોરી ખેંચી રહ્યો હતો. શરીફ રાજીનામું ફગાવવાની વાત પર આવી ગયો. આરબીએ ધાર્યું હોત તો પોતાના પલ્લામાં એ પોતાની સમશેરને ધરી

શકત. પરંતુ આરબીને દેશના સરમુખત્યાર બનવાની આકાંક્ષા નહોતી. દેશની આઝાદી ખાતર એણે આ વાતમાં નમતું આપ્યું.

બીજો પ્રસંગ : ઇ. સ. ૧૯૮૨ ના વર્ષ માટે લશ્કરના ખર્ચની રકમ મંજુર કરવા પ્રધાનમંડળની બેઠક મળી હતી. એ તો ચોકખી વાત હતી કે સપ્ટેમ્બરની ૯મીએ મંજુર થએલ માગણી મુજબ સૈન્ય-સંખ્યા પૂરેપૂરા ૧૮ હજાર પર પહોંચાડવાની હતી. એ મુજબ યુદ્ધસચીવ મહમદ-સામીએ પૌં. ૬ લાખનો અડસટ્ટો રજુ કર્યો. એ સામે પેલા તેજુરી દબાવીને બેઠેલા બ્રિટિશ કન્ટ્રોલર કોલ્વીને વાંધો ઉઠાવ્યો. એણે કહ્યું કે સવા પાંચ લાખથી એક પેની પણ વધુ નહિ ફાજલ પાડી શકાય. ને એટલી રકમથી તો ફક્ત ૧૫ હજારનું જ સૈન્ય નભાવવું શક્ય હતું. આંહી પણ પાલ આંખ કરવાની આરબીને તક હતી. આ તો ખુદ એન જ સાથીઓનો-સૈનિકોનો સવાલ હતો. સૈન્ય પર તો એની શક્તિનો મદાર હતો. છતાં આરબીએ માન્ય કરી લીધું. ચાલે ત્યાં સુધી એને ખૂન નહોતું વહાવવું. એણે નિર્ણય કર્યો કે બીજી રીતે કાપકૂપ કરીને પણ એટલી રકમમાંથી ૧૮ હજારનો બેડો નિભાવી લેશું. કોલ્વીનના તરફથી એને સમજાવવા આવનાર મી. બ્લંટને પણ એણે આ શબ્દો કહેલા : "જેને ધીરજ હશે તે જરૂર આખરે જીતશે." આરબીનો એ જીવનમંત્ર હતો.

## આરબીની ભાવનાઓ

રાસ-અલી-વદી ખાતેની પોતાની લશ્કરી છાવણીમાંથી આરબી ૧૯૮૧ ના ડીસેમ્બર માસમાં પાછો આવ્યો, અને આબ્દીન બરાકોથી થોડેક આઘે એક મકાન ભાડે રાખીને દેશના નુતન ઘડતરનું ધીરૂં પ્રહરી-કાર્ય કરવા લાગ્યો. ચારે દિશામાંથી ટોળે વળીને લોકો એ અલ-વાહિદને આંગણે દાદફર્યાદો આણે છે ને આરબીના ઘરની આખી ગલીમાં ગિર્દી માતી નથી. ત્યાં બેઠો બેઠો એ બળવો નથી પુકારતો, પણ માનવજાતની સ્વાભાવિક ઉચ્ચતા ઉપરનો પોતાનો ઇતબાર પ્રગટ કરે છે ને બંધુતાનાં સ્વપ્નાં સેવે છે. સ્વભાવે એ સૈનિક છે તેથી સવિશેષ તો એ તત્ત્વ-

દર્શી ને આદર્શવાદી છે. દેશની સેવા કરતાં ઉંચેરો અન્ય ધ્યેય એનો અભિલાપ નથી. ઇસ્લામનો ચુસ્ત બંદો છતાં એ ધર્માંધ નથી. એનો પરમ ધર્મ આઝાદી જ છે. એ આઝાદીના મનોરાજ્યમાં મુસ્લીમો, યહુદીઓ, ખ્રિસ્તીઓ બલ્કે કાફિરોનું પણ એક જ સરખું સ્થાન કલ્પીને આરબી મિસરી નવયુગના પોતે આંકી મૂકેલા ચિત્રમાં ભાતભાતના સુંદર રંગો પૂરી રહ્યો છે.

અને એ ગાફિલ પણ નથી. મી. બ્લંટ એને પુછે છે કે "ખેદીવ પ્રત્યે તમારું શું વલણ છે?" આરબી ઉત્તર આપે છે કે "જ્યાં સુધી ખેદીવ પોતાના કોલને વળગી રહેશે અને મિસરને સ્વાધીનતા આપવાના પોતાના વચનમાંથી લસરી બેઇમાન નહિ બને, ત્યાં સુધી હું એના પ્રતિ પૂરેપૂરો વફાદાર રહીશ." આ શબ્દોમાં અવિશ્વાસનો રણકાર હતો. આરબીને ખેદીવ પર ઇતબાર નહોતો. રખે ખેદીવ બદલે, માટે એની આંખ નિરંતર ખેદીવ ઉપર રમતી હતી.

મી. બ્લંટ એને એની પોતાની ખ્વાહિશો વિષે પ્રશ્ન કરે છે, અને આરબીનો આ શબ્દશઃ ઉત્તર છેઃ "હું લશ્કરનો પ્રતિનિધિ છું તેનું કારણ તો ફક્ત એજ છે કે સંજોગોએ મારામાં સૈનિકોનો ઇતબાર જન્માવ્યો છે. બાકી લશ્કર પોતે તો પ્રજાનું જ પ્રતિનિધિ છે, અને પ્રજાને જરૂર ટળી ન જાય ત્યાં સુધીને માટે એ પ્રજાનું રક્ષક છે. અત્યારે તો મિસરની અને એના તુર્ક રાજકર્તાઓની વચ્ચે એકની એક રાષ્ટ્રીય શક્તિ રૂપે અમે ઉભા છીએ, કેમકે એ રાજકર્તાઓ તો જરી લાગ મળતાંની વાર જ પાછા ઇસ્માઇલની જુલ્મજહાંગિરી શરુ કરે તેવું જોખમ ઝઝૂમે છે. લોકસભાની અંદર પ્રજામત ઉચ્ચારવાનો હક્ક લોકોને માટે અમે હાથ કરેલો છે, અને કોઇ ડરામણીથી કે પટામણીથી એ પ્રજાહક્ક પાછો ઉચકાવી ન લેવાય તે માટે અમે હજુ અમારે સ્થળે ઉભા છીએ. આ બધું અમે અમારે ખાતર નહિ, પણ અમારાં સંતાનોને ખાતર, અમારા પર ઇતબાર મૂકનારાઓને ખાતર કરી રહ્યા છીએ. અમારું સૈનિકોનું સ્થાન તો ખલીફા ઉમરના પેલા આરબ

સાથીઓ સરખું છે; ખલીફા ઉમરે જ્યારે પોતાની જઇફીમાં પ્રજા-જનોને પૂછ્યું હતું કે 'બોલો ઓ બિરાદરો! તમે મારા શાસનથી સંતોષ પામ્યા છો કે નહિ? ને હું અદલના રાહ પર સીધેસીધો ચાલ્યો છું કે નહિ?' ત્યારે આરબોએ ઉત્તર આપ્યો હતો કે 'ઓ અલ ખત્તાબના બેટા! સાચે જ તું સીધો ચાલ્યો છે ને અમે તને ચાહીએ છીએ. પરંતુ તું યે બરાબર જાણતો હતો કે જો તું જરા પણ વાંકોચુંકો ચાલ્યો હોત, તો તારી ગર્દનને એક જ ઝટકે ઉડાવી દેવા માટે અમે અમારી તલ્વારો સાથ તારી બાજુમાં જ ઉભેલા હતા.' આ જ સ્થાન અમારી સમશેરોનું છે. પરંતુ મને ખાત્રી છે કે આવા કોઇ રક્તપાતની જરૂર નહિ પડે. અમે મિસરીઓ ખુનને ચાહનારા નથી, રક્તનું એક બિન્દુ પણ રેડવાની અમને ખ્વાહિશ નથી. અમારે તો અમારી પાર્લમેન્ટ બોલતી થઇ જાય એટલી જ રાહ છે. તે જ ક્ષણે અમારી ફર્જ પૂરી થશે. પરંતુ એ ઘડી નહિ આવે ત્યાં સુધી તો કોઇ પણ ભોગે પ્રજાહક્કોના રક્ષણ ખાતર ઉભા રહેવાનો અમારો નિરધાર છે. જરૂર પડશે તો પ્રજાનો અવાજ રૂંધવા આવનાર તમામ તત્ત્વોની સામે અમારૂં રક્ષકપદ પુરવાર કરતાં અમે ડરશું નહિ."

તુર્ક સુલ્તાન પ્રત્યેના, ને તુર્કસ્તાન સાથેના મિસરી સંબંધ પ્રત્યેના પોતાના વલણમાં પણ આરબી સ્પષ્ટ હતો. એના શબ્દો આ હતા: "કૈંક સૈકાઓ સુધી મિસર પર બુરૂં શાસન ચલાવનાર એ તુર્કો પર મને લેશ પણ પ્યાર નથી, અને મિસરના આંતર્વહિવટમાં ઇસ્તાંબોલ કશી યે દખલ નાખવા આવે એ જોવા હું તૈયાર નથી."

આરબીનાં વિચાર–આંદોલનો દેશભરમાં પ્રસરતાં હતાં અને પ્રજા એનું અમૃતપાન કરતી હતી. ભય તો ભાગી ગયો હતો એટલે અખબારોની કલમો અંગાર ઝરતી હતી. છાપાંઓ ઉગ્ર વાણી વાપરીને નીચે લખી બાબતો વિષે આંદોલન કરતાં હતાં:

૧. કરવેરામાંથી મુક્ત રહીને મ્હાલતા દેશશોષક વિદેશીઓ પર સમાન દૃષ્ટિએ કરો પડવા જોઇએ.

૨. દેશના નાણાવહિવટને પરદેશી અંકુશના પંજામાંથી છોડાવવો જોઇએ.

૩. પેલા કુટિલ યુરોપી મૂડીદાર રોથ્સ્ચાઇલ્ડઝના હાથમાં ઘરેણે ગએલી આપણી રેલ્વેઓ વગેરે પાછાં કઢાવી લેવાં જોઇએ.

૪. ગરીબ ફેલાહોના લોહીમાંથી નીચોવેલા મ્હેસૂલમાંથી વાર્ષિક જે ૯ હજાર પૌંડ આપીને કેરોની અંદર યુરોપીઅનોના રંગવિલાસ માટે ઓપેરા હાઉસ નભાવાય છે, તે મદદ રદ્દ કરવી જોઇએ.

૫. યુરોપી વસાહતીઓ 'કેપીચ્યુલેશન્સ'ની ઓથે પોતાને દેશથી મિસરમાં જે વેશ્યાગારો, મયખાનાંઓ, દુરાચાર પોષતી હોટલો વગેરે લાવ્યા હતા તેની અટકાયત થવી જોઇએ.

અને આ બધા સંતાપો મિટાવવા માટે જલ્દી પ્રજાને જવાબદાર શાસનનું બંધારણ આપો, એ આ અખબારોનો પ્રધાન સૂર હતો.

અલ–અઝહરનો યુવાન સમુદાય પણ એજ અવાજ દેતો હુકળી રહ્યો હતો. મહમ્મદ–અલ–અબાસી નામનો પોતાનો વડો શેખ, કે જેની પાસેથી મઝહબી કાનુનની રૂઇએ ખેદીવે નવા બંધારણની તરફેણમાં ફતવો મેળવવો જોઇએ, અને અંદરખાનેથી બેઇમાન બનવા માગતો ખેદીવ તૌફીક જેની પાસે બંધારણ બક્ષવા વિરૂધ્ધ ફતવો કઢાવશે એવી દહેશત હતી, તે અલ–અબાસીને ચાર હજાર વિદ્યાર્થીઓને એકઠા થઇ પદભ્રષ્ટ કરી નાખ્યો અને તેને સ્થાને બંધારણના પક્ષમાં ફતવો આપે તેવા નવા ધર્મપુરુષને ચુંટી સ્થાપ્યો.

લોકમત અને લોકશક્તિ આટલી હદ સુધી સુસજ્જ હતા, આરબીની સમશેરની આસપાસ ઉગ્રમાં ઉગ્ર પ્રજાબલો જરૂર પડતાં ખતમ થઇ જવાની તૈયારી કરીને વીંટળાઇ વળ્યાં હતાં. ખુદ ખેદીવનું તખ્ત પણ પ્રજાનો ઉંડો ધિઃકાર પામીને ધ્રૂજતું હતું. તે છતાં આરબી તો ખામોશના, ને તમામ વર્ગોની દિલસોજીના રાહ પર જ પગલાં ભરતો હતો. અંગ્રેજ મિત્ર મી. બ્લંટની

સલાહ એવી પડી કે બ્રિટન ઉપર અત્યારે મી. ગ્લેડસ્ટનનું ઉદાર-મત વાદી શાસન સ્થપાયું હોઇ, અને ગ્લેડસ્ટન પોતે આઝાદીનો દિલાવર ઉપાસક હોઇ, મિસરના નવા અભિલાષોને પક્ષે ગ્લેડસ્ટનની દિલસોજી પ્રાપ્ત કરવાનો આ સુયોગ છે, અને એ દિલસોજી અન્ય યુરોપી વિરોધની સામે મિસરને ઢાલ રૂપ થઇ પડશે, માટે આપણે મિસરના રાષ્ટ્ર–પક્ષ તરફથી આપણા કાર્યક્રમનો મુસદ્દો ઘડી ગ્લેડસ્ટન પર બીડીએ. સાફ દિલનો આરબી સંમત બન્યો, અને નીચે મુજબનું નિવેદન ગ્લેડસ્ટન પર મોકલવામાં આવ્યું:

## મિસરના રાષ્ટ્રીય પક્ષનો કાર્યક્રમ

૧. "મિસરનો રાષ્ટ્ર–પક્ષ તૂર્ક સામ્રાજ્ય સાથેના મિસરના સંબંધનો સ્વીકાર કરે છે, અને તૂર્ક સુલ્તાનની એ સલ્તનત ટકે ત્યાં સુધી આ સંબંધમાં કશો ફેરફાર કરવાની એની ઈચ્છા નથી. કાયદેસર ઠરાવેલી ખંડણીનો તેમજ પરદેશ સાથેના વિગ્રહ વખતે લશ્કરી સહાયનો અમારા પર તૂર્ક સુલ્તાનને હક્ક રહેશે. પરંતુ તે સાથોસાથ મિસરને ફરી પાછું તૂર્કઆધીન પાશારાજ્ય બનાવવા આવનારાઓની કોશિશોનો કોઈ પણ ભોગે સામનો કરવાનો તેમજ મિસરના રાષ્ટ્ર–હક્કોનું રક્ષણ કરવાનો અમારા પક્ષનો મક્કમ નિરધાર રહેશે.

૨. "અમારો રાષ્ટ્ર–પક્ષ નામદાર વર્તમાન ખેદીવના પ્રત્યે એકનિષ્ઠ વફાઇ જાહેર કરે છે. જ્યા સુધી મહમદ તૌફીક ઈન્સાફ અને કાયદા અનુસાર અમલ કરશે અને મિસરની પ્રજાને ૧૮૮૧ ના સપ્ટેમ્બર માસમાં આપેલાં વચનોનું પાલન કરશે, ત્યાં સુધી અમારો પક્ષ એની સત્તાનું સમર્થન કરવાનું ચાલુ રાખશે. સાથોસાથ અમારો પક્ષ પોતાનો સ્પષ્ટ ઇરાદો જાહેર કરે છે કે મિસરે આટલી બધી વાર અનુભવેલા આપખુદ અન્યાય–શાસનનું લેશ પણ પુનરાવર્તન થવા અમે નથી દેવાના, તેમજ ના. ખેદીવે પાર્લમેન્ટ–શાસનનો ને દેશને આઝાદી આપવાનો દીધેલો કોલ શબ્દશઃ અમે અમલમાં મૂકાવવાના છીએ. ના. તૌફીક પાશાને આ બાબતોમાં નેકીથી વર્તવા અમે નિમંત્રણ દઇએ છીએ અને તેમને અમારી હાર્દિક મદદનો કોલ આપીએ છીએ. પણ પોતાને આપખુદ સત્તા ચાલુ રાખવાની, રાષ્ટ્રહક્કો સામે દગલબાજી રમવાની અથવા તો પોતાના કોલ પરથી ફસકી જવાની શીખવણી કરનારા

સલાહકારોની સલાહ ન સાંભળવાની અમે એ નામદારને ચેતવણી આપીએ છીએ.

૩. ઇંગ્લંડ તથા ફ્રાન્સે કરેલી મિસરની સેવાઓની અમારો પક્ષ પૂરી કદર કરે છે........... દેશના નાણાપ્રકરણની સદ્ધર સ્થિતિને ખાતર અમે યુરોપી અંકુશની જરૂર સ્વીકારીએ છીએ........... અને અમારૂં આખેઆખું પરદેશી કર્જ—જો કે એ મિસરના હિત માટે નહિ પણ બદમાશ અને બીનજવાબદાર રાજકર્તાના ખાનગી સ્વાર્થને ખાતર વ્હોરવામાં આવેલું તે છતાં—અમારી રાષ્ટ્રીય ઇજ્જતની રૂઇએ અમે કબૂલ રાખીએ છીએ. એ કર્જને સંપૂર્ણપણે અદા કરવામાં અમે કન્ટ્રોલરોની સહાયે ઉભા રહીશું, આમ છતાં અત્યારની પરિસ્થિતિને અમે હંગામી જ લેખીએ છીએ અને ધીરેધીરે દેશને લેણદારોના હાથમાંથી મુક્તિ કરવાની આશા ધરાવીએ છીએ અમારો ઉદ્દેશ કોઈક દિવસ મિસરને પૂરેપૂરૂં મિસરી હાથમાં જ રહેલું જોવાનો છે. ઉપરાંત વર્તમાન યુરોપી કન્ટ્રોલની ખામીઓ સામે અમે ખો બીડીને નથી બેઠા. અમે જાણીએ છીએ કે કન્ટ્રોલે નીમેલા અનેક નોકરોએ ઘણા અનર્થો આચરેલા છે. એમાંના કેટલાક નીતિહીન અને બાકીના બેહદ મોટા પગાર લેનારા છે. આમાંની ઘણી નોકરીઓ કે જે અત્યારે વિદેશીઓના હાથમાં છે, તે મિસરીઓ વિશેષ નિપુણતાથી અને પાંચમા ભાગને ખરચે બજાવી શકે તેમ છે. અમારો પક્ષ નથી સમજી શકતો કે દેશમાં વસતા યુરોપીઅનોને શા કારણે કરમુક્ત તેમજ સામાન્ય કાયદાની આધીનતાથી પર રાખવા જોઇએ. પરંતુ અમારો પક્ષ કોઇ ઉગ્ર પગલું લઈ આ પરિસ્થિતિને મટાવવા નથી માગતો. અમે બ્રિટન અને ફ્રાન્સની સરકારોને જ આ બાબતમાં જવાબદાર સમજીએ છીએ.

૪. મિસરી આઝાદીની ઇર્ષ્યા કરનારી રાજસત્તાઓના સ્વાર્થને કારણે જેઓ દેશની શાંતિનો ભંગ કરવા મથી રહ્યા છે—ને એવા ઘણા છે—અથવા તો જેઓ પોતાના અંગત લાભોને જોખમમાં પડેલા સમજી રહ્યા છે, તેઓની સાથે અમારો પક્ષ કશો સંબંધ રાખવાનો ઇન્કાર કરે છે. પરંતુ તે સાથે અમે જાણીએ છીએ કે જ્યાં સુધી આ દેશ પર આઝાદીના શત્રુવર્ગનું શાસન ચાલી રહ્યું છે, ત્યાં સુધી માત્ર નિષ્ક્રિય અભિપ્રાય ધરાવતા બેસવાથી આઝાદી નથી મળવાની. પ્રજાની ચુપકીદીએ જ ઇસ્માઇલના શાસનને મિસર ઉપર શક્ય બનાવેલું, અને એ

કીદી હવે પછી પણ આપણી રાજકારણી આઝાદીની પ્રાપ્તિની આશાને

રખડાવી મારશે. છેલ્લાં થોડાં વર્ષોથી મિસર શીખી શક્યું છે કે આઝાદી કોને કહેવાય; અને એ શિક્ષણ સારા દેશને આપી દેવાનો અમારો નિશ્ચય છે. એ શિક્ષણ-પ્રચારને માટે ટુંકમાં મળનારી પાર્લામેન્ટ પર, અખબારોની યથોચિત સ્વતંત્રતા પર, અને પ્રજાના સર્વ વર્ગોમાં થનાર જ્ઞાનવૃદ્ધિ ઉપર અમારી આશા અવલમ્બી રહી છે. પરંતુ અમે જાણીએ છીએ કે દેશનેતાઓના મક્કમ વલણ વિના આમાંનો એકેય રાહ સલામત નથી. પાર્લામેન્ટને તો પટાવીને કે ડરાવીને ચુપ કરી દેવામાં આવે; છાપાને કદાચ દેશની વિરૂદ્ધ પ્રચારકાર્ય કરવાનું હથીઆર બનાવી લેવાય; અને કેળવણીનાં સાધનોને કાપી નાખવામાં આવે. આટલા જ કારણે-અને બીજા કશા જ કારણસર નહિ-અમારા પક્ષે પોતાનું હિત હાલને માટે લશ્કરને હાથ સુપ્રત કરેલ છે. કેમકે દેશની આઝાદીના ઉગતા રોપને રક્ષવા શક્તિવાન તેમ જ રાજીખુશી બીજી કોઈ પણ શક્તિ દેશમાં નથી. પરંતુ આ પરિસ્થિતિ કાયમ ચાલુ રાખવી એવું અમારા પક્ષની યોજનામાં હરગિઝ નથી. લોકો પોતાના હક્કો મજબૂત સ્થાપના કરી લેશે કે તુર્ત જ લશ્કર પોતાનું અત્યારનું [illegible]રી વલણ ત્યજી દેવાનું. આમાં લશ્કરી નેતાઓની સંપૂર્ણ સંમતિ છે. તેઓને વિશ્વાસ છે કે પાર્લમેન્ટ મળવાની ઘડીથી જ રાજવહિવટની અંદર લશ્કરની વધુ દરમીઆનગીરી બીનજરૂરી બની જશે. પરતુ હાલ તુર્તને માટે તો તેઓ એક શસ્ત્રહીન પ્રજાના સશસ્ત્ર રક્ષણહાર તરીકેની ફર્જ બજાવ્યા કરશે. પરિસ્થિતિ એવી હોઈને તેઓને જરૂરી જણાય છે કે લશ્કરની કાબેલીઅત અનામત રાખવી જોઇએ તેમજ એનો બેડો પૂરા ૧૮ હજાર સુધી પૂરવો જોઈએ. લશ્કરી ખર્ચનો અંદાજ નક્કી કરતી વખતે યુરોપી કન્ટ્રોલરો આ જરૂરીઅત લક્ષમાં રાખશે એવી અમારા પક્ષને શ્રદ્ધા છે.

૫. મિસરનો રાષ્ટ્ર-પક્ષ એક રાજદ્વારી પક્ષ છે, ધાર્મિક પક્ષ નથી. પોતાના જૂથમાં એ ભિન્ન ભિન્ન જાતિઓ તેમ જ ધર્મપંથોના માણસોને સમાવીને ઉભેલ છે. એ મુખ્યત્વે મુસ્લીમ છે, કેમકે મિસરની $\frac{૯}{૧૦}$ વસ્તી મુસ્લીમોની બનેલી છે, પણ એને તો મૂર, ગ્રીક, ખ્રિસ્તી, યહૂદી આદિ મિસરી જમીન ખેડનારા તેમજ મિસરી જબાન બોલનારા તમામ વર્ગોનો ટેકો છે. આ બધા વચ્ચે અમારો પક્ષ કશો ભેદ આંકતો નથી. બધા મનુષ્યોને અમે સમાન હક્ક ધરાવનારા બાંધવો જ માનીએ છીએ. આ સિદ્ધાંત અઝહર ખાતેના, અમારા પક્ષના હિમાયતી તમામ મુખ્ય શેખોએ

સ્વીકારેલ છે, અને તેઓ એવું માને છે કે ઇસ્લામનો સાચો કાનૂન તો ધાર્મિક ધિક્કારની તથા ધાર્મિક પ્રતિબંધોની મનાઇ કરી રહ્યો છે. અમારા પક્ષને મિસરનિવાસી યુરોપી પ્રજા સાથે, જ્યાં સુધી તેઓ કાયદાને આધીન બનીને રહે તેમજ રાજ્યનો બોજો સરખે હિસ્સે ઉઠાવે ત્યાં સુધી કશો જ ટંટો નથી.

૬. છેવટમાં, અમારા પક્ષનું એકંદર નિશાન કાયદાના બહેતર પાલન વડે, શિક્ષણની વૃદ્ધિ વડે, અને પ્રજાના પ્રાણ રૂપી રાજદ્વારી સ્વતંત્રતા વડે દેશનો પુનરુદ્ધાર કરવાનો છે. અમને આશા છે કે આત્મ–શાસનનાં સુખો ભોગવતી યુરોપી પ્રજાઓ મિસરના એ સુખોની પ્રાપ્તિના આ પ્રયત્નમાં પોતાની દિલસોજી નોંધાવશે. બાકી તો અમારો પક્ષ સમજે છે કે કોઈ પણ પ્રજાએ પોતાના પ્રયત્ન વગર સ્વાધીનતા હાંસલ કરી નથી અને અમે હાથ કરેલી સ્થિતિમાં અડગ ઉભા રહેવાનો અમારો નિરધાર છે. બીજાઓ કદાપિ મદદ દેવાની ના કહે તો પણ અલ્લાહ તો અમારો મદદગાર ઉભો જ છે એવો અમારો ઇતબાર છે.

## શરીફનું શત્રુકાર્ય

૧૮૮૧ની સાલની સંધ્યા મિસરી આકાશ ઉપર આટલી શાંતિ છવરાવતી હતી. ગ્લેડસ્ટનની ઉદારમતવાદી બ્રિટન સરકાર આપણને એની ગોદમાં લેશે, એવી આશાના તારલા મિસરીઓની આંખો સામે તગમગી રહ્યા હતા. વિચારોની ગરમી બતાવનારાં દળોએ પણ કુમાશ અને નરમાશ ધારણ કરી લીધી હતી. અખબારો વિનય અને શીતળતા વાપરતાં થયાં હતાં. અઝહરનો યુવક સમુદાય પણ ઠરેલ મગજે બેઠો હતો. અને સૈન્યનો નેતા આરબી તો ખામોશની મૂર્તિરૂપ હતો. લશ્કરી બજેટ પર ઉગ્ર રસાકસી પછી આખરે જે ખામોશ એ બતાવી રહ્યો હતો, તેનાથી પણ વધુ સહિષ્ણુતા તો એણે અને એના પક્ષે નવા એક ધારાના ઘડતર સંબંધે ધારણ કરી. એ ધારો હતો નવા બંધારણની લોક-સભાના અધિકારો મુકરર કરવાનો તે તેની સત્તા નક્કી કરવાનો. શરીફ અને એનું પ્રધાનમંડળ, પ્રજાપ્રતિનિધિઓની જે મેજલિસ ડીસેમ્બરની આખરમાં મળવાની હતી જેની સમક્ષ આ ધારો મંજુરી માટે ધરવાનાં હતાં. એ ધારો શરીફે યુરોપી કન્ટ્રોલરો

સાથેની લાંબી મસ્લતોને પરિણામે ઘડ્યો હતો. અને એ ધારામાં અનર્થની કોઇ અવધિ નહોતી. પાર્લામેન્ટનાં કાંડાં કાપી લેવાની એ છુરી જ સજાતી હતી. એનાં અનર્થકારી અંગો આવાં હતાં :

૧ આખા બજેટમાંથી આટલી બાબતો તો ચર્ચાને માટે પણ પાર્લમેન્ટના અધિકારમાંથી બાતલ રાખવી : તૂર્કીની ખંડણી, જાહેર કર્જ, અને પરદેશો સાથેના કન્ટ્રાકટોને અંગે ઉભાં થએલાં ખર્ચો, એ તમામના વહિવટની કુલ સત્તા કેવળ કન્ટ્રોલરોને તથા પ્રધાનમંડળ જ [illegible], એટલે કે અરધું બજેટ પ્રજાપ્રતિનિધિઓના [illegible].

૨. [illegible] બાકી [illegible] ભાગ પર પણ પાર્લમેન્ટને માત્ર અભિપ્રાયનો જ [illegible]ર, નિ[illegible] અધિકાર નહિ.

૩. [illegible] અને નવા કરવેરા ઉપર જ પાર્લમેન્ટની મંજુરી આવ[illegible].

લોકપ્રતિનિધિઓની સમગ્ર સત્તાને હણી નાખનાર ને નાણાંની થેલી ઉપર પ્રજાને કોઈ પણ જાતનો હક્ક આપવા ના પાડનાર આ ધારાના ઘડતરની પાછળ કોલ્વીન વગેરેના કાળા હાથ છુપા છુપા કામ કરી રહ્યા છે : લોકપ્રતિનિધિત્વના નવા યુગની આ આ નિર્દય મશ્કરી થઇ રહી છેઃ જમીનદારશાહીના સ્થંભ સમો શરીફપાશા ઝુારબીની પીઠ પછવાડે લોકસત્તાનું આવું નિકંદન વાળી રહ્યો છે. તે છતાં લોકનેતાઓ ખામોશ પકડી ઉભા રહ્યા. શાણા શેખ અબ્દુએ ઉચ્ચાર્યું કે "અમારી આઝાદી માટે અમે આટલી સદીઓની રાહ જોયા કરી છે, તો પછી હવે થોડા મહિનાની રાહ શું અમે નહિ જોઇ શકીએ ?"

## ધમકીનો કાગળ

એવો સંયમ ધરીને મિસર બેઠું હતું. એવા વિશ્વાસ સાથે પ્રજા બ્રિટન–ફ્રાન્સના 'આમીન' શબ્દની ઉત્સુકતાભરી રાહ જોતી ઉભી હતી. તે જ ઘડીએ ફ્રાન્સ–બ્રિટનની રૂશ્વતો ખાનારાં વર્તમાનપત્રો, રૂટર આદિ ખબરપત્રીઓ. એના કન્ટ્રોલરો, અને એના

કાઉન્સીલરો ઘરની સરકાર સાથે મંત્રણાઓ ચલાવી, માયાવી ભયના ઓળા ઉભા કરી, પોતાની જનતાને ખ્રિસ્ત–ઇસ્લામ વચ્ચેની અદાવતની ભૂતાવળ દેખાડી, મિસરની પીઠમાં હુલાવવાનું એક ઝેરપાયું ખંજર તૈયાર કરાવી રહ્યાં હતાં. ફ્રાન્સના પરદેશ ખાતાનો નવો પ્રધાન ગેમ્બેટા અને બ્રિટનનો પ્રધાન ગ્રેનવાઇલ, બન્નેના સહકારથી એ ખંજર ઘડાતું હતું. એ બન્ને દેશો વચ્ચે વેપાર સંબંધની જૂની સંધિ ફરી ચાલુ કરવાની વાટાઘાટ ચાલે છે, ને એમાં મુખ્ય મતલબ બ્રિટનની છે. બીજી બાજુ ત્યુનીસ અને અલ્જીરીઆનાં મુસ્લીમ રાજ્યોને પચાવી પડેલા ફ્રાન્સને ઇસ્લામી સંગઠ્ઠન–PanIslamism–નો 'હાઉ' ઉભો કરી, મિસર ખાતે ખડી થતી ઇસ્લામ–સત્તાને પીસી નાખવાનો લોભ છે. એ કાવત્રામાં ભળ્યા વિના વ્યાપારની સંધિ સાધવી બ્રિટન માટે શકય નથી. એ સંધિની વાટાઘાટ કરનારૂં બ્રિટીશ પ્રતિનિધિ મંડળ બરાબર આ જ દિવસોમાં પારીસમાં બેઠેલું છે. મિસરીઓ જાણે યુરોપની સામે કોઇ અકળ કાવત્રું કરી રહ્યા હોય તેવો ભ્રમ કરાવનારા સંદેશા મિસરથી મોકલાઇ રહ્યા છે. ન્યૂબર અને વિલ્સન પણ પારીસમાં બેસી ઘોર માન્યતાઓ ઠસાવી રહ્યા છે, અને ગેમ્બેટા વગેરેના અંગત સ્વાર્થો પણ મિસરની લેણદાર માતબર યુરોપી પેઢીઓ સાથે સંકળાએલા છે.

એ બધાને પરિણામે ખંજર તૈયાર થયું. અને ૧૮૮૨ ના નવા વર્ષને પ્રથમ પ્રભાતે, જાન્યુઆરી માસની તા. ૮ મીના રોજ એ ખંજર મિસર પર આવીને પડ્યું. ઇતિહાસમાં એ 'Joint Note' નામથી જાણીતો થયેલો ધમકી–પત્ર છે. એ પત્ર ખેદીવ પર લખાયો છે. ખેદીવસત્તાને સલામત રાખવાની પરગજુ લાગણીની ઓથે એમાં લોકપ્રતિનિધિ શાસનની સ્થાપના વિરૂદ્ધ પડકાર છે. એ પત્ર આ રહ્યો:

"અમારી અંગ્રેજ અને ફ્રેન્ચ બન્ને સરકારો એવો મત ધરાવે છે કે સુલ્તાનનાં ફરમાન અન્વયે સ્થાપિત થએલી તેમજ અમારી બે સરકારોએ સત્તાવાર સ્વીકારેલી એવી નામદાર ખેદીવની કાયમી

તખ્તમાલિકી એ એક જ વસ્તુ મિસરની વર્તમાન અને ભાવી સુલેહશાંતિ તેમજ સુખઆબાદીને માટે ખોળાધરી આપવા શક્તિવાન વાત છે. અને એ મિસરી સુખસમૃદ્ધિની અંદર ફ્રાન્સ તથા ગ્રેટબ્રિટનો પણ સરખો હિતપ્રશ્ન છે. આ કારણને લીધે, મિસરમાં સ્થપાએલી સુવ્યવસ્થાને જોખમમાં નાખનારા કોઇ પણ બાહ્ય અથવા આંતરિક કારણ સામે પોતાના સંયુક્ત યત્ન વડે મિસરને ઉગારી લેવાનો અમારી બન્ને સરકારોનો નિરધાર છે. ૧મારી સરકારોને નિઃશંક ખાત્રી છે કે અમારા ઇરાદાઓની ” જાહેર તસલ્લી આપવાથી ના. ખેદીવની સરકાર પર ઝઝુમતાં જોખમો ટળી જવાનાં. અમારી બન્ને સરકારોને ખાત્રી છે કે અમારી આ તસલ્લીમાંથી નામદાર ખેદીવ પોતાને મિસર દેશનું ભાગ્યવિધાન કરવામાં જરૂરી એવી શ્રદ્ધા ને શકિત ખેંચી લેશે.”

આખા પત્રનો સાર એક જ હતો; કે ખેદીવે પ્રજાને બંધારણ ન આપવું. વાકયેવાકયે બ્રિટન–ફ્રાન્સની બંદુકો ડોકાતી હતી. એટલે કે જો મિસરી પ્રજા માથું ઉંચકશે, બંધારણ માટે હુલ્લડ કરશે, તો અમે બન્ને સત્તાઓ અમારાં શસ્ત્રબળ લઇને નીલા–તીર પર ઉતરી પડશું ! સંયમ અને વિનય સાચવી બ્રિટનના દિલસોજ સખૂનની આશા–ડાળે બેઠેલી પ્રજાના હૈયા ઉપર આ પત્ર કોઇ દગલબાજના ખંજરની માફક ભોંકાઇ ગયો. બ્રિટન–ફ્રાન્સે જેને ડરાવી દેવાની ગણતરી કરેલી, તેઓ તો ઉલ્ટા રોષે ભરાયા. મિસરના સર્વ સમુદાયો આ બંદુકડીના ડારાથી ઉશ્કેરાઇ ઉલટાના એકત્ર બની ગયા. ખુદ ખેદીવ પણ આ વણમાગી સહાયનો અતિરેક જોઇને ચોંકી ઉઠયો.

વળતા દિવસના મધ્યાન્હે નીલાતીર પર આવેલા કસ્ર–અલ–નીલ મહાલની લશ્કરી કચેરીમાં ઉપ–યુદ્ધમંત્રીના પદ પર નીમાએલો આરબી પોતાના ખંડની અંદર એકલો બેઠેલો છે. તોફાને ચડેલા વાદળ સમો એનો ચહેરો છે ને એની આંખોમાં એક અર્થસૂચક ભયાનક ચમકાટ છે.

એ વખતે મી. બ્લંટ પ્રવેશ કરે છે. તે દિવસ પ્રથમપહેલી વાર બ્લંટે આરબીને ગુસ્સામાં જોયો. ભોળો ભલો બ્લંટ બ્રિટિશ કૉન્સલ–ખાતાનો મોકલ્યો આરબીને થંડો પાડવા આવ્યો હતો. ધમકીના કાગળે પ્રજા પર જે ખોફના ભડકા સળગાવી મૂક્યા હતા તે દેખીને ચોંકી ઉઠેલા કૉન્સલખાતાએ ધમકી–પત્રના ઉલટા સુલટા નવીન અર્થો બેસાડી આરબીને–અને એની મારફત આખી પ્રજાને –પટાવી લેવાની આ યુક્તિ કરી હતી. સાફ દિલનો બ્લંટ એવી સમજથી આ શાંતિ–કાર્ય કરવા આવેલો, કે પસ્તાએલું કૉન્સલ-ખાતું ઘેર સાથે સંદેશા ચલાવી પોતાની સરકારની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરાવશે. પરંતુ આરબીનું ઘવાએલું હૃદય આજે એ સાંત્વન સ્વીકારવા તૈયાર નહોતું. બ્રિટનના બુરા દાવ બહુ બહુ વાર જોઇ લીધા પછી આરબી હવે વધુ ઠગાવા નહોતો માગતો. એ આટલું જ બોલ્યો: "તમારો કૉન્સલ સર માલેટ તો અમને શબ્દના પણ અર્થો ન કરી શકનારાં નાનાં કીકલાં સમજતો હશે ખરું ને? મારી ઓફીસમાં એક કારકુન પણ એવો નથી કે જે તમારો માલેટ બેસાડે છે તેવા અર્થમાં આવા શબ્દો વાપરે. અને આ પત્ર તો અમારી આઝાદી સામે દમદાટી પડકારે છે. એટલે હું તમને કહી આપું છું, કે આવવા દો એ બન્ને સરકારોને એનાં લાવલશ્કરો સાથે. મિસરનો એકેએક વતનદાર, મિસરનું એકેએક બચ્ચું એને મુકાબલો કરશે. પહેલો ઘા મારવો એ તો અમારા સિદ્ધાંતની વિરૂદ્ધ છે, પણ સામો ઘા કેમ કરવો તે અમે દેખાડી દેશું."

# આદર્શ પ્રધાનમંડળ

બ્રિટન-ફ્રાન્સની એ ડરામણીનો યથોચિત ઉત્તર મિસરે પોતાની પાર્લમેન્ટના ઉંબરમાંથી વાળ્યો. ચેમ્બરના પ્રતિનિધિઓએ મેલછાંડની મનોદશા ફગાવી દઇને સર્વાનુમતે જાહેર કર્યું કે શરીફ પાશાએ ઘડેલું નવી શાસન-પદ્ધતિનું બંધારણ અમારે નથી ખપતું. અમે સબૂરી વાપરીને એવું કબૂલ્યું હતું કે બજેટ ઉપર ફક્ત સલાહ આપવા પૂરતો જ હક્ક સ્વીકારી લઇ હાલ તુરત અમે સંતોષ પકડશું. પરંતુ હવે અમને એ નરમાશ નથી પાલવતી. શરીફે ઘડેલા સાંકડા ખરડાની સામે અમે અમારો નવો ખરડો પેશ કરીએ છીએ, ને એ ખરડામાં લખ્યા મુજબ, બજેટનો જે અર્ધ હિસ્સો આંતરરાષ્ટ્રીય કર્જના વ્યાજ માટે મુકરર થયો છે તે બાદ જતાં, બાકી રહેતા, રાજશાસનના આવક-ખર્ચ વાળા હિસ્સા ઉપર અમે અમારો અધિકાર માનીએ છીએ. એ અવશેષ બજેટની વ્યવસ્થા અમારી પાર્લમેન્ટના મતાનુસાર જ બનશે.

બ્રિટન-ફ્રાન્સની સરકારોની છાતીએથી આ વસ્તુ છૂટે તેમ નહોતી. તેઓના મનથી તો મિસરનું સારૂં યે બજેટ આંતરરાષ્ટ્રીય માલિકીની વસ્તુ બન્યું હતું. કોન્સલોએ અને કન્ટ્રોલરોએ ઘરની સરકારને આ સમાચારની જાણ કરતાંની વાર જ ફ્રાન્સનો ગામ્બેટા અને ઇંગ્લાંડનો ગ્રેનવાઇલ બોલી ઉઠ્યા કે "આખા બજેટની એક પણ રકમ ઉપર મિસરી પાર્લમેન્ટ જો હસ્તક્ષેપ કરશે તો કર્જ-

પતાવટની સમગ્ર ગોઠવણ ઉંધી વળી જશે. માટે કશી પણ એવી ડખલ સામે અમારો મજબુત વિરોધ સમજવો."

આવી ધમકીભરી ચેતવણીએ મિસરી પ્રતિનિધિઓના રોષ દાવાનલની અંદર ઉલટું ઘી રેડયું ને તેઓએ પોતાના આ વ્યાજબી જન્મહક્ક પરથી રંચ પણ ચસકવાની ચોખ્ખી ના પાડી. બ્રિટન–ફ્રાન્સ સમજતાં હતાં કે યુરોપી લેણદારોના લેણાની સલામતી ઉપરાંતના મિસરી બજેટના હિસ્સા પર તેઓનો કબ્જો ચ્યાટ નહોતો. પરંતુ બે વર્ષ સુધી આખા બજેટનો ભોગવટો કરવા દરમીઆન તેઓએ મિસરના શાસનમાં પોતાના મામાના, માશીના તેમજ પુત્રો–મિત્રો માટે એટલી બધી જબ્બર સંખ્યામાં મોટી જગ્યાઓ ખોલી નાખી હતી, કે અર્ધ બજેટનો અધિકાર મળતાં જ મિસરીઓ એ તમામને રૂખ્સદ આપશે એવો સ્પષ્ટ ભય હતો. તે ઉપરાંત રૂટરને પોતાના જૂઠ–પ્રચારના બદલામાં મળતા વાર્ષિક પૌં. ૧૦૦૦ જવાની તથા યુરોપીઅનોને પોતાના નાચ–ઘર માટે મળતા પૌં. ૯૦૦૦ રદ થવાની ચિંતા હતી.

મિસરીઓની આ મક્કમ નિશ્ચય–દિવાલમાં બાંકોરૂં પાડવાની બાજી રચાઇ ગઇ. પાર્લામેન્ટના દળમાં ભેદ પડાવવા માટે અંગ્રેજ કોન્સલ માલેટ શરીફ્પાશાની પડખે ચડી બેઠો. શરીફના કાનમાં તો કયા દહાડાનું ઝેર ફુંકાતું જ હતું, એવે આજ પોતાના જ રચેલા બંધારણને ફેંકાએલું દેખી એ ધમંડી તૂર્કનું મિથ્યાભિમાન ઘવાઇ ઉઠયું. ફેલાહો પર જાતિગત તિરસ્કારની નિગાહે જોનાર અને રાજવહિવટ માટેની તો ફક્ત પોતાના જ વર્ગની જન્મસિદ્ધ લાયકી લેખનાર એ ભણેલો ગણેલો ને યુરોપી સંસ્કારે રંગાએલો તૂર્ક બોલી ઉઠયો કે "મિસરીઓ તો બચ્ચાંઓ છે, ને બચ્ચાં તરીકે જ તેઓની સાથે વર્તવા જેવું છે. મેં તેઓને જે બંધારણ આપ્યું છે તે જ તેઓને માટે બરાબર છે. જો તેઓને એથી સંતોષ ન થતો હોય, તો છો તેઓ બંધારણ વગરના જ ટટળતા. રાષ્ટ્રવાદી દળનો ઉત્પાદક તો હું છું, અને તેઓને સાન આવશે

કે મારા વિના તેઓને નથી ચાલવાનું. એ રેંચાઓને નેતાની જરૂર છે.”

પંદર જ દિવસમાં આ શબ્દો ઉચ્ચારનારે નિરખી લીધું કે મિસરી રેંચાઓ (ખેડૂતો) કોઇ પણ નેતા વિના ચલાવી શકે છે. ચેમ્બરના સભ્યોએ ખદીવ પર નિવેદન કર્યું કે “શરીફના પ્રધાન-મંડળને રૂખસદ આપી ચેમ્બરની વિચારણાને અનુમોદન આપનારૂં નવું પ્રધાનમંડળ સ્થાપો.” પરિણામે શરીફ ઉડયો, અને ફેબ્રુ-આરીની તા. ૫મીએ નવું પ્રધાનમંડળ નીમાઇ ગયું. મુખ્ય પ્રધાનને પદે પૂર્વનો યુદ્ધસચીવ મહમદ સામી નીમાયો, યુદ્ધસચીવ-નું પદ આરબીને સુપ્રત થયું. એ રાષ્ટ્રવાદી પ્રધાનમંડળે પાર્લા-મેન્ટના સત્તાવિસ્તારનો નવો ખરડો ખદીવની મંજુરી માટે રજુ કરી દીધો. ને બંધારણ ઉપર ખદીવે ફેબ્રુઆરીની તા. ૬ના રોજ પોતાની મોહર છાપી.

આખું બંધારણ નિર્દોષ હતું. એની એક પણ કલમમાં આંતરરાષ્ટ્રીય જુમ્મેદારીનો ઇન્કાર ન મળે; એક પણ શબ્દમાં પરદેશીઓના જાનમાલની ન્યાયપુરઃસરની સલામતીને આંચ ન આવે. પરંતુ તેની અંદર વિદેશીઓની લૂંટણનીતિની રૂકાવટ સંભળાવનારી નીચે લખી ત્રણ કલમો હતીઃ

૧. કર્જની પતાવટ માટે રોકાઇ ગએલો અર્ધ હિસ્સો બાદ જતાં બાકીના બજેટ પર મિસરી પાર્લામેન્ટનો સંપૂર્ણ અધિકાર.

૨. પાર્લામેન્ટની બેઠક ચાલતી હોય તે દરમીઆન રાજના તમામ અધિકારીઓનાં કૃત્યો પર દેખરેખ રાખવાનો, તેમજ હર-કોઇ અધિકારીની ગેરવર્તણુક, બેદરકારી અથવા કુવ્યવસ્થા સંબંધે લાગતા વળગતા પ્રધાન પર લખાણ કરી મોકલવાનો પ્રત્યેક સભાસદને અધિકાર રહેશે.

૩. પાર્લામેન્ટની મંજૂરી વગર સરકાર તેમજ ત્રીજા કોઇ પક્ષ વચ્ચેનાં કોઇ પણ સંધી કે કન્ટ્રાકટ અથવા તો ખેતી આદિ ઉદ્યોગ માટે સરકારે કોઇને બક્ષેલા ખાસ હક્કો પાકા નહિ ગણાય.

આ કલમોની અંદર કેટલાએ યુરોપી કન્ટ્રાક્ટરોની લૂંટણ-બાજીનો મૃત્યુઘંટ બજી ઉઠયો, અને એનું પરિણામ શું આવ્યું તે હમણાં જોવાશે.

## સડાની સાફસુફી

એ નવું બંધારણ મંજુર થયા બાદ ચેમ્બરની બેઠકને ફક્ત પોણા બે મહિના જ બાકી રહ્યા હતા. મોટા કામકાજને માટે તો એ મુદત છેક જ ટુંકી હતી. તે છતાં ઉત્સાહી પ્રધાનો તો પાર્લમેન્ટના આગામી અધિવેશનમા ધરવા માટે અનેક મહત્ત્વની યોજનાઓ ઘડવા દિવસરાત લાગી પડયા. ચુંટણીનો નવો ધારો, જમીનદાર પાશાઓને ઘેરે ગામાડયા પ્રજાજનોને કરવી પડતી વેઠની નાબુદી, નીલાનાં પાણી પર પાશાઓએ પચાવેલા ઇજારાની અટકાયત, ગ્રીક વ્યાજખાઉઓના પંજામાંથી ફેલાહોને બચાવવા માટેની ખેડુ-બેન્કોની સ્થાપના, ખેડુતોની ગરદન કાપતી મિશ્ર અદાલતોનો ઉચ્છેદ, ન્યાયખાતાંના ભયંકર બની ગએલા સડાની સાફસુફી, સ્ત્રીપુરુષોની કેળવણીનો વિસ્તાર, અને છેલ્લામાં છેલ્લું ગુલામીની પ્રથાનો સદંતર પ્રતિબંધઃ એવા એવા મિસરી પ્રજાના પ્રાણપ્રશ્નો પર કાળી મહેનત લઇને પ્રધાનમંડળે ખરડા તૈયાર કર્યા. એજ રીતે યુદ્ધ-સચીવ આરબીનો પંજો પોતાના લશ્કર ખાતામાં ફરી રહ્યો હતો. બ્રિટન-ફ્રાન્સની આંખના લાલ બનતા ખુણાઓ ઉપરથી આરબીની નજર નહોતી ખસી. એ ગાફિલ નહોતો. આઘે આઘેથી એણે યુદ્ધના ઓળા ઉતરતા દીઠા હતા. એટલે કિનારા પરના કોટકિલ્લાઓની મરામત, તોપખાનાની પુનર્વ્યવસ્થા, કરાર અનુસાર પૂરા ૧૮૦૦૦ સૈનિકોની ભરતી અને અનામત હંગામી ફોજની યોજના ઇત્યાદિમાં એ મશગૂલ હતો.

ખુદ ચેમ્બરના સભાસદો પણ ઉદ્યમે ચડી ગયા હતા. રાજ્ય તથા પરદેશી સરકારો તેમજ પેઢીઓ વચ્ચે થએલા તમામ જાહેર ને ખાનગી સંધીકરારોની કલમો તેઓ ઝીણી નજરે તપાસવા લાગ્યા, રાજકારોબારના સડાઓ વિષે પ્રધાનો પર પ્રશ્નોનો મારો ચલાવવા માંડયો, અને છેલ્લાં ત્રણ વર્ષથી ચાલતી જમીન-માપણીમાં

અંગ્રેજ અધિકારીઓએ જે અકથ્ય ફનાગીરી મચાવી મૂકી હતી તેનાં ભોપાળાં ઉઘાડાં પાડવા માટે ચેમ્બરે એક કમીશનની નીમણુંક પણ કરાવી નાખી.

ફક્ત પોણા બે મહિનાની આ કાર્યવાહી–અને અંગ્રેજ સર્વેયરો, કન્ટ્રાકટરો, અફસરો તથા કન્ટ્રોલર–કોન્સલોનાં કાળજાં ફફડી ઉઠયાં. તેઓએ શું કર્યું ? જૂઠાણાં ફેલાવવા માટે રૂટરના તાર ખાતાને ખુદ મિસરની જ ત ગેરીમાંથી વાર્ષિક પૌં. ૧૦૦૦નું મહેનતાણું મળતું હતું, ..ણા રૂટરે દેશપરદેશ છોડી મૂક્યાં, અને માલેટ કુકસન તથા કોલ્વીન ત્રિપુટીએ આ બધા વિષપ્રચારનું સમાચાર સમર્થન કર્યું. (વાસ્તવિક તો રૂટરના તાર ઘડનારા હાથ પણ એના એ જ હતા.) બ્રિટનમાં બૂમ બોલી કે મિસર પર લડાયક દોર મંડાયો છેઃ લશ્કરી પક્ષે શરીફના પ્રધાનમંડળને બંદૂકની નાળ બતાવી રાજીનામું અપાવ્યું છેઃ ચેમ્બરના પ્રમુખ સુલ્તાન પાશા પર તો ચેમ્બરની ભર બેઠકમાં જ આરબી તલવાર ખેંચી કતલ કરવા ધસ્યો હતોઃ રાજ્ય આખું ફિતુરીઓને હાથ પડયું છેઃ પરદેશીઓનાં લેણાંની તથા જાનમાલની સલામતી પળે પળે જોખમમાં ખડી છેઃ આરબી પાશા એક રૂધિરતરસ્યો ફિતુરી અને વિશ્વાસઘાતી ધર્માંધ છેઃ ઉપરાંત એ તો હિન્દના ૧૮૫૭ના બળવાની મિસાલનો એક મિસરી બળવો જગાડી બ્રિટીશોની કતલની પેરવી કરી રહ્યો છેઃ માજી ખદીવ ઇસ્માઇલે એને નેપલ્સ બેઠાં બેઠાં ખરીદી લીધો છેઃ વગેરે વગેરે.

## જૂઠાણાંની ઝડી

બ્રિટીશ કન્ટ્રોલરો ને કોન્સલો આટલેથી ન અટકયા. તેઓએ તો પોતાના ખાતાના પ્રાંત–એજન્ટો પાસેથી પણ બનાવટી અહેવાલો મગાવી ઘરના પરદેશ–ખાતા પર રવાના કર્યાઃ એ અહેવાલોમાં આંતર્ પ્રદેશમાં પ્રસરી ગએલી કલ્પિત અરાજક્તા ને અંધાધુંધીનાં માયા–ચિત્રો હતાં. એમાં તો એટલી હદ સુધીનાં કલ્પાંત હતાં, કે નવી મિસરી સરકારે ચાબુક–નીતિનો તેમજ વિના

મુકર્દમે પરહેજીની સત્તાનો પ્રતિબંધ કરવાને પરિણામે ફેલાહોની વસ્તી ફાટી ગઇ છે ને રાજતંત્ર ચલાવવું અશક્ય બન્યું છે !

બ્રિટનનાં અખબારોએ આ બધી વાર્તાઓને જોરશોરથી ઝીલી લીધી. માનુષી ભાવનાઓ માટે પંકાએલો અંગ્રેજ રાજપુરુષ મોર્લે પણ એ અધમ વિષપ્રચારમાં લસરી પડયો. એના હાથનું સમર્થ વર્તમાનપત્ર ‘પાલ માલ ગેઝેટ’ પેલા માલેટ કોલ્વીન અને કુકસનનું મુખપત્ર બની ગયું. એ એક જ છાપું એવું હતું કે જેને વડો પ્રધાન ગ્લેડસ્ટન વિશ્વાસપૂર્વક વાંચતો, એટલે ગ્લેડસ્ટનના ભેજામાં મિસરના શત્રુઓની જૂઠી વાતો ભરાવી દઇ મોર્લેએ મિસરી પ્રજાની ગરદન છેદાવી. આમ કરવામાં મોર્લે છેતરાયો હતો એવું માનવું મુનાસિબ નથી, કેમકે જ્યારે સત્તાવાર સાચી હકિકતો એની પાસે મૂકવામાં આવી હતી ત્યારે એની પ્રસિદ્ધિ કરવાની મોર્લેએ સ્પષ્ટ ના પાડી દીધી હતી. અંગ્રેજ અખબાર–નીતિએ બ્રિટિશ સામ્રાજ્યવાદના ઇતિહાસમાં કેવો કુટિલ ભાગ ભજવ્યો છે, તે પ્રકરણ ઉપર આ વાત મહત્ત્વનું અજવાળું પાડે છે.

બ્રિટિશ પ્રજાનાં મતલબી ભેજાંને ચસ્કાવી નાખવા માટે આટલો શોરબકોર બસ થઇ ગયો. અંગ્રેજ સરકારના પરદેશ–ખાતાના મનમાં પણ ઘણા દિવસથી રમી રહેલા સશસ્ત્ર આક્રમણના મનોભાવને હવે ઉઘાડેછોગ બહાર પડવાનું મજબૂત કારણ મળી ગયું. પરદેશ–પ્રધાન ગ્રેનવાઇલે ફ્રેન્ચ પરદેશખાતાની સાથે તાત્કાલિક સશસ્ત્ર દરમ્યાનગીરીની મંત્રણાઓ ચલાવી, પરંતુ ગ્રેનવાઇલ પાછો પડ્યો. પોતાની પાપવાંચ્છનામાં સૂર પૂરનાર ગામ્બેટાનું ફ્રેન્ચ પ્રધાનમંડળમાંથી પતન થયું હતું ને તેને સ્થાને આવનાર નવા પરદેશ–પ્રધાને તટસ્થતા ધારણ કરી મિસરના આંતર્વહિવટમાં જરા પણ હસ્તક્ષેપ કરવાની જોરથી ના પાડી દીધી. બિચારા ફ્રેન્ચ પ્રધાને માની લીધું કે ફ્રાન્સના સહકાર વિનાનું એકલું બ્રિટન સારા ય યુરોપની નજર સામે મિસરનો ભક્ષ કરવાની હામ નહિ ભીડી શકે. પરંતુ એ માન્યતાને બ્રિટને જુઠી પાડી આપી.

એવી કશી ખાનદાનીની આણ બ્રિટન માનતું નહોતું. એકલા હાથે મિસરની ગરદન પર ચડી બેસવાનો સુનેરી અવસર બ્રિટનને આવી રીતે સાંપડી ગયો.

## સિરકાસીઅનોનું કાવત્રું

એપ્રીલ માસની ૧૧મી તારીખે મિસરી લશ્કરમાંથી એક મોટું કાવત્રં પકડાયું. એ કાવત્રું આરબી તથા આરબીના સાથીઓના જાન લેવાનું હતું, ને કાવત્રાખોરો કેટલાક તૂર્ક તથા સિરકાસીઅન અમલદારો હતા. અપરાધીઓ ઉપર લશ્કરી મુકર્દમો ચલાવવામ આવ્યો ને તેમાંથી એવી હકિકત હાથ આવી કે નવા રાજ્યબંધારણને અંગે નવે સુધરેલો લશ્કરી ધારો અમલમાં આવતાં બુઢ્ઢા, બિમાર અથવા કમજોર એવા કેટલાએક અફસરોને પેન્શન પર ઉતારવામાં આવ્યા અને તેની જગ્યાએ નીચલા દરજ્જાના લાયક ફેલાહ અફસરોનો ચડાવો કરવામાં આવ્યો. આ ફેરફારો આરબીને હાથે થયા, અને એ કાયદેસર જ થયા, પરંતુ એ સાફસુરીના ભોગ થઇ પડનાર એકાશી તૂર્ક–સિરકાસીઅન અફસરોનાં અંતરમાં ઉંડો અસંતોષ ફાટી નીકળ્યો. એ અસંતોષનો ભયાનક ગેરલાભ લેનાર એક પાપાત્મા જાગી ઉઠયો. એ હતો માજી ખદીવ ઇસ્માઇલ. નેપલ્સ નગરમાંથી એણે આ અસંતોષનો ભડકો નિહાળ્યો. એણે રતીબ પાશા નામના પોતાના એક કૃપાપાત્રને ચોરીછુપીથી મિસરમાં પેસાડી દીધો. રતીબ શરીફનો જમાઇ થતો હતો. સસરા–જમાઇનો ગુપ્ત મનોરથ રાષ્ટ્રવાદી રાજશાસનને ઉથલાવી પાડી ઇસ્માઇલને ફરીવાર એકહથ્થુ તંત્ર પર બેસારવાનો હતો. એવી રાહ જોતા રતીબને આ લશ્કરી અફસરોના અસંતોષનો સુયોગ સાંપડી ગયો. આરબી આદિને ઠાર કરવાનું ષડ્યંત્ર રચી કાઢવામાં આવ્યું. પરંતુ દૈવયોગે તેઓના જ એક આપ્તજનને હાથે આ ખાનગીનો ઘડો ફુટી ગયો, ને કાવત્રાખોરો વખતસર ગિરફતાર થયા. મે માસની ર જી તારીખે લશ્કરી મુકર્દમાના નિયમ મુજબ ગુન્હેગારોને લશ્કરી નોકરી તેમજ

પદવીમાંથી રદબાતલ કરી શ્વેતનીલાના ભયાનક પ્રદેશમાં કાળે પાણીએ કાઢવાની સજા ફરમાવવામાં આવી.

સજામાં કશી જ વધુ કડકાઇ નહોતી. પરંતુ હરકોઇ ઓઠા તળે મિસર પર હસ્તક્ષેપ કરવા તલપાપડ થઇ રહેલા બ્રિટિશ કન્ટ્રોલર-કૉન્સલને ભવ્ય બાનું હાથ લાધ્યું. અત્યાર સુધી 'આંતર્-રાષ્ટ્રીય કરારોના ભંગ'ની બૂમો પાડી પાડી થાકેલી એ ટોળીને હવે તો 'ઇન્સાફ' અને 'માનવતા'ના શોર કરવાનું નિમિત્ત સાંપડયું. છાપાંઓમાં અને સરકારી તુમારોમાં 'ઇન્સાફ' તથા માનવતા'ને નામે કોલાહલ ઉઠયો કે : કાવત્રા જેવું કશું હતું જ નહિઃ માત્ર પોતાને વાય મળવા માટેની જ અફસરોની ઝુમ્બેશ હતીઃ આટલી કરડી સજાઓ આપવાનું ખરૂં કારણ કિનાખોરી છેઃ આરબીએ કારાગૃહની અંદર જઇ પોતાની નજર સામે જ આરોપીઓ ઉપર કર્પિણ રીબામણી ગુજરાવી છેઃ એ રીબામણીનાં ઘોર આક્રંદ તુરંગની દિવાલ પાછળ ઘણાઓએ મોડી રાતે કાનોકાન સાંભળેલાં છે !

આવી આવી જૂઠજાળ રચીને માલેટ તૌફીકની બાજુએ ચડી બેઠો. એની મનવાંચ્છના ખદીવ અને પ્રધાનમંડળ વચ્ચે ચીરાડ પાડવાની હતી. એણે તૌફીકને ભંભેર્યો કે આ લશ્કરી ફિતૂરીઓનું શાસક દળ તમારી સર્વ સત્તાને રૂંધી નાખી દેશ પર લડાયક સરમુખત્યારીનો લોખંડી પંજો પસારવા માગે છે. માટે એણે ફરમાવેલી સજાઓ રદ ઠરાવો, ને નવેસર ન્યાય તોળાવો. તમને અમારી સરકારોનું પીઠબળ છે.

માલેટની આ ચાલબાજીએ તો ધૃષ્ટતાની અવધિ કરી નાખી. બંધારણ પ્રમાણે લશ્કરી મુકર્દમો હમેશાં બંધબારણે જ ચાલી શકે અને એ મુકર્દમાના ફેંસલાને ખદીવથી રદ કરી જ ન શકાય. એની સત્તા તો પ્રથમપહેલાં આવા ફેંસલાને મંજુર કરી પછી ખુશી હોય તો સજા કમી કરવા પૂરતી જ હતી. પરંતુ માલેટનો ચડાવ્યો ખદીવ હઠે ભરાયો. એણે માલેટના હાથે ઘડાએલા નવા

સજાપત્ર પર સહી આપીઃ ફક્ત સાદી દેશનિકાલીની જ સજા ફરમાવી.

આખા પ્રધાનમંડળને સળગાવી મૂકવા આ અપમાન ગનીમત થઇ ચુક્યું. એણે ખદીવને પરદેશી દખલગિરોનો પક્ષકાર બનેલો દીઠો. ખદીવ સાથે મેલછાંડ કરવાના તેઓના ઇલાજ ફોગટ ગયા. આખરી નિર્ણય કોનો? પ્રજાપ્રતિનિધિ પ્રધાનમંડળનો? કે પરદેશી દરમ્યાનગીરોને પક્ષે ભળેલા ખદીવનો? એ પસંદગી કરી લેવાનું ટાણું થઇ ચુક્યું હતું.

પ્રધાનમંડળે શું કર્યું? મતલબી પક્ષે એ ઉમરાઃ મચાવ્યા મુજબ જો મિસર પર તે દિવસે સાચેસાચ લશ્કરી સરમુખત્યારીનું શાસન હોત, તો તો આરબીએ સપ્ટેમ્બરની તા. ૯મીની માફક તે દિવસે પણ સૈન્યને જ હાકલ કરી તૌફીકને તખ્ત પરથી નીચે પછાડયો હોત; ને એવું પગલું આરબીઘેલી મિસરી પ્રજાએ બેલાશક વધાવી લીધું હોત. પરંતુ એ શાસન લશ્કરી સરમુખત્યારીનું નહોતું, સમગ્ર પ્રજાના સાચા પ્રતિનિધિઓનું એ શાસન હતું. એટલે જ પ્રધાનોએ આખરી ફેંસલો ઘડવા માટે આખી પાર્લમેન્ટને બોલાવી. આરબી પોતે પણ યુદ્ધસચીવ તરીકેની પોતાની પ્રતિષ્ઠાનો આગ્રહ ત્યજી એકમત થયો. ખદીવને તેઓએ સંભળાવી નાખ્યું કે ચેમ્બરનો ચુકાદો થતાં સુધી તારી સાથે કશો વ્યવહાર કરવા અમે ના પાડીએ છીએ; સાથેસાથ તારી અંગત તેમજ જનસમસ્તની સલામતી માટે અમે ખડા છીએ.

પોતાની કૂટનીતિના પાસા પોબાર પડયા દેખીને માલેટ હર્ષથી નાચી ઉઠયો. એણે ફરીવાર જગતને જાણ કરી કે મિસરનું તંત્ર અરાજકતાને હાથ પડયું છે. એના પૂરાવા તરીકે એણે બતાવ્યું કે બંધારણ મુજબ પાલમેન્ટ બોલાવવાની સત્તા કેવળ ખદીવને જ હોઇ શકે. એ અધિકાર પર પ્રધાનમંડળે પેશકદમી કરી ખદીવનું ને બંધારણનું ઘોર અપમાન કર્યું છે. પ્રધાનમંડળની ફરજ તો ખદીવ સાથે મતભેદ પડતાં તૂર્ત રાજીનામું આપવાની

પદવીમાંથી રદબાતલ કરી શ્વેતનીલાના ભયાનક પ્રદેશમાં કાળે પાણીએ કાઢવાની સજા ફરમાવવામાં આવી.

સજામાં કશી જ વધુ કડકાઇ નહોતી. પરંતુ હરકોઇ ઓઠા તળે મિસર પર હસ્તક્ષેપ કરવા તલપાપડ થઇ રહેલા બ્રિટિશ કન્ટ્રોલર-કોન્સલને ભવ્ય બાનું હાથ લાધ્યું. અત્યાર સુધી 'આંતર્-રાષ્ટ્રીય કરારોના ભંગ'ની બૂમો પાડી પાડી થાકેલી એ ટોળીને હવે તો 'ઇન્સાફ' અને 'માનવતા'ના શોર કરવાનું નિમિત્ત સાંપડયું. છાપાંઓમાં અને સરકારી તુમારોમાં 'ઇન્સાફ' તથા માનવતા'ને નામે કોલાહલ ઉઠ્યો કે : કાવત્રા જેવું કશું હતું જ નહિ: માત્ર પોતાને વાય મળવા માટેની જ અફસરોની ઝુમ્બેશ હતી: આટલી કરડી સજાઓ આપવાનું ખરૂં કારણ કિનાખોરી છે: આરબીએ કારાગૃહની અંદર જઇ પોતાની નજર સામે જ આરોપીઓ ઉપર કર્પિણ રીબામણી ગુજરાવી છે: એ રીબામણીનાં ઘોર આક્રંદ તુરંગની દિવાલ પાછળ ઘણાઓએ મોડી રાતે કાનોકાન સાંભળેલાં છે!

આવી આવી જૂઠ્જાળ રચીને માલેટ તૌફીકની બાજુએ ચડી બેઠો. એની મનવાંચ્છના ખદીવ અને પ્રધાનમંડળ વચ્ચે ચીરાડ પાડવાની હતી. એણે તૌફીકને ભંભેર્યો કે આ લશ્કરી ફિતૂરીઓનું શાસક દળ તમારી સર્વ સત્તાને રૂંધી નાખી દેશ પર લડાયક સરમુખત્યારીનો લોખંડી પંજો પસારવા માગે છે. માટે એણે ફરમાવેલી સજાઓ રદ ઠરાવો, ને નવેસર ન્યાય તોળાવો. તમને અમારી સરકારોનું પીઠબળ છે.

માલેટની આ ચાલબાજીએ તો ધૃષ્ટતાની અવધિ કરી નાખી. બંધારણ પ્રમાણે લશ્કરી મુકર્દમો હમેશાં બંધબારણે જ ચાલી શકે અને એ મુકર્દમાના ફેંસલાને ખદીવથી રદ કરી જ ન શકાય. એની સત્તા તો પ્રથમપહેલાં આવા ફેંસલાને મંજુર કરી પછી ખુશી હોય તો સજા કમી કરવા પૂરતી જ હતી. પરંતુ માલેટનો ચડાવ્યો ખદીવ હઠે ભરાયો. એણે માલેટના હાથે ઘડાએલા નવા

સજાપત્ર પર સહી આપીઃ ફક્ત સાદી દેશનિકાલીની જ સજા ફરમાવી.

આખા પ્રધાનમંડળને સળગાવી મૂકવા આ અપમાન ગનીમત થઇ ચુક્યું. એણે ખદીવને પરદેશી દખલગિરોનો પક્ષકાર બનેલો દીઠો. ખદીવ સાથે મેલછાંડ કરવાના તેઓના ઇલાજ ફોગટ ગયા. આખરી નિર્ણય કોનો? પ્રજાપ્રતિનિધિ પ્રધાનમંડળનો? કે પરદેશી દરમ્યાનગીરોને પક્ષે ભળેલા ખદીવનો? એ પસંદગી કરી લેવાનું ટાણું થઇ ચુક્યું હતું.

પ્રધાનમંડળે શું કર્યું? મતલબી પરદેશી ઉમરાવો મચાવ્યા મુજબ જો મિસર પર તે દિવસે સાચેસાચ લશ્કરી સરમુખત્યારીનું શાસન હોત, તો તો આરબીએ સપ્ટેમ્બરની તા. ૯મીની માફક તે દિવસે પણ સૈન્યને જ હાકલ કરી તૌફીકને તખ્ત પરથી નીચે પછાડયો હોત; ને એવું પગલું આરબીઘેલી મિસરી પ્રજાએ બેલાશક વધાવી લીધું હોત. પરંતુ એ શાસન લશ્કરી સરમુખત્યારીનું નહોતું, સમગ્ર પ્રજાના સાચા પ્રતિનિધિઓનું એ શાસન હતું. એટલે જ પ્રધાનોએ આખરી ફેંસલો ઘડવા માટે આખી પાર્લમેન્ટને બોલાવી. આરબી પોતે પણ યુદ્ધસચીવ તરીકેની પોતાની પ્રતિષ્ઠાનો આગ્રહ ત્યજી એકમત થયો. ખદીવને તેઓએ સંભળાવી નાખ્યું કે ચેમ્બરનો ચુકાદો થતાં સુધી તારી સાથે કશો વ્યવહાર કરવા અમે ના પાડીએ છીએ; સાથેસાથ તારી અંગત તેમજ જનસમસ્તની સલામતી માટે અમે ખડા છીએ.

પોતાની કૂટનીતિના પાસા પોબાર પડયા દેખીને માલેટ હર્ષથી નાચી ઉઠ્યો. એણે ફરીવાર જગતને જાણ કરી કે મિસરનું તંત્ર અરાજકતાને હાથ પડયું છે. એના પૂરાવા તરીકે એણે બતાવ્યું કે બંધારણ મુજબ પાલમેન્ટ બોલાવવાની સત્તા કેવળ ખદીવને જ હોઇ શકે. એ અધિકાર પર પ્રધાનમંડળે પેશકદમી કરી ખદીવનું ને બંધારણનું ઘોર અપમાન કર્યું છે. પ્રધાનમંડળની ફરજ તો ખદીવ સાથે મતભેદ પડતાં તૂર્ત રાજીનામું આપવાની

હતી. પરંતુ આજે તો મિસર પર ફિતુરીઓની સરમુખત્યારી પ્રવર્તે છે! વગેરે વગેરે

પાર્લમેન્ટની બેઠક બોલાવવામાં પ્રધાનમંડળ નિયમભંગ કરી રહ્યું છે એ વાત પ્રધાનો જાણતા હતા. પરંતુ આજે જે ઘડીએ પરદેશી દુશ્મનનું દળ મિસરનાં દ્વાર પર કાવત્રું રચી આખા રાજબંધારણને ઉથલાવી પાડવાની અણી પર હતું ને ખુદ રાજા જે ઘડીએ એ બંધારણની હરરાજી બોલાવતો હતો, તે ઘડીએ બંધારણના એક નિયમને વળગી રહેવાથી તો પ્રજાનું સત્યાનાશ વળત ને પ્રધાનમંડળ દેશદ્રોહી ઠરી બેસત. માટે જ એણે બંધારણની એ નજીવી કલમને અળગી મૂકી. પ્રતિનિધિઓનું જબ્બર દળ હાજર થયું. નિયમપૂર્વકની બેઠક ન ભરતાં તેઓ બધા વડા પ્રધાન મહમદ સામીને ઘેરે એકઠા થયા. ૩૦ વિરૂદ્ધ ૪૫ મતે ઠરાવ કર્યો કે "હજુ પણ જો ખદીવ તૌફીક બ્રિટન તથા ફ્રાન્સના કોન્સલોની સાથે મળી આપણી સામે ખટપટો રમે, તો એને પદભ્રષ્ટ કરી એના પર મુકર્દમો ચલાવવા સિવાય અન્ય આરો નથી."

'પદભ્રષ્ટ' અને 'મુકર્દમો' શબ્દોએ તૌફીકના ટાંટીઆ ઢીલા કરી નાખ્યા. એનું દિલ પરદેશી સત્તાના આશરા તથા પોતાની પ્રજાના ઓથ વચ્ચે ડગમગવા લાગ્યું. ત્યાં તો માલેટ હાજર થયો. એના હાથમાં ઘરની સરકારનો તાર હતો. તારમાં ખબર હતા કે યુરોપી વસાહતીઓને રક્ષવાને બહાને અંગ્રેજ તથા ફ્રેન્ચ કાફલાઓને આલેકઝાંડ્રિયા પર જઇ પહોંચવાના આદેશ છુટી ગયા છે. માલેટે તૌફીકને હીમત આપી કે વાસ્તવિક એ કાફલો આપના જ સંરક્ષણને કારણે મોકલાય છે.

## કાફલાનું આગમન

આ કાફલાની રવાનગી પાછળ એક રહસ્યમય ઇતિહાસ લપાઇ રહ્યો છે. વાત એવી હતી કે હરકોઇ ઇલાજે 'સશસ્ત્ર હસ્તક્ષેપ' કરવા બ્રિટન કુદાકુદ કરતું હતું, ત્યારે તેની સામે ફ્રેન્ચ સત્તાએ બિનદરમ્યાનગીરીનું મક્કમ વલણ અખત્યાર કર્યું હતું. બ્રિટન ફ્રાન્સને કહે છે કે "તો પછી આપણે તૂર્ક સુલ્તા-

નને દરમ્યાનગીરી કરવા સૂચવીએ.” ફ્રાન્સે જવાબ દીધો કે “તે તો વધુ ભયંકર વાત થઇ. તૂર્કીને મિસરમાં હાથ નાખવા દઇ તેની સર્વોપરિ સત્તાને નવી જીવનદોરી નથી આપવી.” આખરે બન્ને સત્તાઓએ નિર્ણય બાંધ્યો કે મિસરીઓ પર ધાક બેસાડી તેઓને કાબુમાં રાખવા ખાતર માત્ર ખાલી દેખાવ તરીકે ત્રણ ત્રણ મનવારો આલેકઝાંડ્રીઆને આરે નાંગરવી. તે ઉપરાંત કશું ઉગ્ર પગલું લેવાનું નથી.

પરંતુ એ રાજદ્વારી ચાલબાજીને પાર ઉતારવા ખાતર બ્રિટનના રાજપુરુષો કેટલી હદ સુધીની અધમતા આચરવા તૈયાર હતા! ગ્રેનવાઇલ ઘરઆંગણેથી માલેટને મિસર પૂછાવે છે કે “કાફલો મોકલવાથી મિસર ખાતે આપણા ગોરા વસાહતીઓના જાન માલને કશું જોખમ તો નથી ના?” અત્યાર સુધી ‘વિદેશીઓના જાન જોખમમાં’નું ઘુમરાણ પાડનારો એનો એજ ખુદ માલેટ જવાબ વાળે છે કે “સંયુક્ત કાફલાના આગમનનો રાજદ્વારી લાભ એટલો મોટો છે, કે કેરો ખાતેના યુરોપી વસાહતીઓની આફત વિષે વિચાર કરવાનો અવકાશ નથી રહેતો.” માલેટની પાપવાંચ્છના આ સ્થળે પૂરેપૂરી પ્રગટ થાય છે, પણ ગ્રેનવાઇલની અધમતા તો એથી યે આગળ જાય છે. કાફલો ભાળીને ખુન્નસે ચડનારા મિસરીઓ ભલે ને ગોરાઓની કતલ ચલાવતા, છતાં ‘રાજદ્વારી’ લાભ ખાતર કાફલો તો મોકલવો જ રહ્યો; અને થનારા અનર્થનું આળ પણ મિસરી સરકાર પર જ ઓઢાડવું રહ્યું! એવી ગણતરીથી એણે મિસરી સરકાર પર તાર છોડયો કે “યુરોપીઅનોના જાનમાલ માટે તમે જવાબદાર રહેશો!” આરબીએ ઉત્તર દીધો કે “હું પ્રધાન છુ ત્યાં સુધી જાહેરની સુલેહશાંતિ તેમજ ખદીવના સુરક્ષણ માટે હું ખોળાધરી આપું છું, પરંતુ જો આંગ્લ-ફ્રેંચ કાફલાનું આગમન થાય તો જાહેર સલામતીની બાંહ્યધરી લેવાની હું ના પાડું છું.”

પરંતુ જખ મારે છે આરબી! બ્રિટનના પ્રધાનને યુરોપીઅનોની કતલની પરવા નહોતી. કાફલાના પ્રદર્શનનો રાજદ્વારી

હતી. પરંતુ આજે તો મિસર પર ફિતુરીઓની સરમુખત્યારી પ્રવર્તે છે! વગેરે વગેરે

પાર્લમેન્ટની બેઠક બોલાવવામાં પ્રધાનમંડળ નિયમભંગ કરી રહ્યું છે એ વાત પ્રધાનો જાણતા હતા. પરંતુ આજે જે ઘડીએ પરદેશી દુશ્મનનું દળ મિસરનાં દ્વાર પર કાવત્રું રચી આખા રાજબંધારણને ઉથલાવી પાડવાની અણી પર હતું ને ખુદ રાજા જે ઘડીએ એ બંધારણની હરરાજી બોલાવતો હતો, તે ઘડીએ બંધારણના એક નિયમને વળગી રહેવાથી તો પ્રજાનું સત્યાનાશ વળત ને પ્રધાનમંડળ દેશદ્રોહી ઠરી બેસત માટે જ એણે બંધારણની એ નજીવી કલમને અળગી મૂકી. પ્રતિનિધિઓનું જબ્બર દળ હાજર થયું. નિયમપૂર્વકની બેઠક ન ભરતાં તેઓ બધા વડા પ્રધાન મહમદ સામીને ઘેરે એકઠા થયા. ૩૦ વિરૂદ્ધ ૪૫ મતે ઠરાવ કર્યો કે "હજુ પણ જો ખદીવ તૌફીક બ્રિટન તથા ફ્રાન્સના કોન્સલોની સાથે મળી આપણી સામે ખટપટો રમે, તો એને પદભ્રષ્ટ કરી એના પર મુકર્દમો ચલાવવા સિવાય અન્ય આરો નથી."

'પદભ્રષ્ટ' અને 'મુકર્દમો' શબ્દોએ તૌફીકના ટાંટીઆ ઢીલા કરી નાખ્યા. એનું દિલ પરદેશી સત્તાના આશરા તથા પોતાની પ્રજાના ઓથ વચ્ચે ડગમગવા લાગ્યું. ત્યાં તો માલેટ હાજર થયો. એના હાથમાં ઘરની સરકારનો તાર હતો. તારમાં ખબર હતા કે યુરોપી વસાહતીઓને રક્ષવાને બહાને અંગ્રેજ તથા ફ્રેન્ચ કાફલાઓને આલેકઝાંડ્રિયા પર જઇ પહોંચવાના આદેશ છુટી ગયા છે. માલેટે તૌફીકને હીમત આપી કે વાસ્તવિક એ કાફલો આપના જ સંરક્ષણને કારણે મોકલાય છે.

## કાફલાનું આગમન

આ કાફલાની રવાનગી પાછળ એક રહસ્યમય ઇતિહાસ લપાઇ રહ્યો છે. વાત એવી હતી કે હરકોઇ ઇલાજે 'સશસ્ત્ર હસ્તક્ષેપ' કરવા બ્રિટન કુદાકુદ કરતું હતું, ત્યારે તેની સામે ફ્રેન્ચ સત્તાએ બિનદરમ્યાનગીરીનું મક્કમ વલણ અખત્યાર કર્યું હતું. બ્રિટન ફ્રાન્સને કહે છે કે "તો પછી આપણે તૂર્ક સુલ્તા-

નને દરમ્યાનગીરી કરવા સૂચવીએ." ફ્રાન્સે જવાબ દીધો કે "તે તો વધુ ભયંકર વાત થઇ. તૂર્કીને મિસરમાં હાથ નાખવા દઇ તેની સર્વોપરિ સત્તાને નવી જીવનદોરી નથી આપવી." આખરે બન્ને સત્તાઓએ નિર્ણય બાંધ્યો કે મિસરીઓ પર ધાક બેસાડી તેઓને કાબુમાં રાખવા ખાતર માત્ર ખાલી દેખાવ તરીકે ત્રણ ત્રણ મનવારો આલેકઝાંડ્રીઆને આરે નાંગરવી. તે ઉપરાંત કશું ઉગ્ર પગલું લેવાનું નથી.

પરંતુ એ રાજદ્વારી ચાલબાજીને પાર ઉતારવા ખાતર બ્રિટનના રાજપુરુષો કેટલી હદ સુધીની અધમતા આચરવા તૈયાર હતા ! ગ્રેનવાઇલ ઘરઆંગણેથી માલેટને મિસર પૂછાવે છે કે "કાફલો મોકલવાથી મિસર ખાતે આપણા ગોરા વસાહતીઓના જાન માલને કશું જોખમ તો નથી ના ?" અત્યાર સુધી 'વિદેશીઓના જાન જોખમમાં'નું ભુમરાણ પાડનારો એનો એજ ખુદ માલેટ જવાબ વાળે છે કે "સંયુક્ત કાફલાના આગમનનો રાજદ્વારી લાભ એટલો મોટો છે, કે કેરો ખાતેના યુરોપી વસાહતીઓની આફત વિષે વિચાર કરવાનો અવકાશ નથી રહેતો." માલેટની પાપવાંચ્છના આ સ્થળે પૂરેપૂરી પ્રગટ થાય છે, પણ ગ્રેનવાઇલની અધમતા તો એથી યે આગળ જાય છે. કાફલો ભાળીને ખુન્નસે ચડનારા મિસરીઓ ભલે ને ગોરાઓની કતલ ચલાવતા, છતાં 'રાજદ્વારી' લાભ ખાતર કાફલો તો મોકલવો જ રહ્યો; અને થનારા અનર્થનું આળ પણ મિસરી સરકાર પર જ ઓઢાડવું રહ્યું ! એવી ગણતરીથી એણે મિસરી સરકાર પર તાર છોડયો કે "યુરોપીઅનોના જાનમાલ માટે તમે જવાબદાર રહેશો !" આરબીએ ઉત્તર દીધો કે "હું પ્રધાન છુ ત્યાં સુધી જાહેરની સુલેહશાંતિ તેમજ ખદીવના સુરક્ષણ માટે હું ખોળાધરી આપું છું, પરંતુ જો આંગ્લ–ફ્રેંચ કાફલાનું આગમન થાય તો જાહેર સલામતીની બાંહેધરી લેવાની હું ના પાડું છું."

પરંતુ જખ મારે છે આરબી ! બ્રિટનના પ્રધાનને યુરોપીઅનોની કતલની પરવા નહોતી. કાફલાના પ્રદર્શનનો રાજદ્વારી

લાભ હાંસલ કરી તેને પરિણામે નીપજતી ખુનામરકીનો દોષ મિસરીઓ પર ઢોળવાની એની પેરવી હતી. આવી રાજનીતિ રમાઇ ચુક્યાને વળતેજ દિવસે, એટલે કે તા. ૧૫–૫–૧૮૮૨ની પ્રભાતે ત્રણ બ્રિટિશની તથા ત્રણ ફ્રેન્ચની મનવારો આલેકઝાંડ્રીઆની સામે તોપો તાકીને ઉભી રહી. અને તેજ દિવસે ઇંગ્લાંડની પાર્લામેન્ટને વ્યાસપીઠેથી પરદેશ–પ્રધાન ગ્રેનવાઇલે મિસર પ્રતિની રાજનીતિ પ્રગટ કરતાં ફરી એક વાર પોતાની ને ગામ્બેટાની પેલી સંયુક્ત ધમકીની ઘોષણા કરી, ખદીવની એકહથ્થુ સત્તાના રક્ષપાલ બનવાની ફરજ જાહેર કરી, અને માલેટ–કોલ્વીનના સંદેશાને આધારે જૂઠાણું હાંક્યું કે ખદીવ તથા પ્રધાનો વચ્ચેના કંકાસમાં ચેમ્બર (પાર્લામેન્ટ, ખદીવને પક્ષે જઇ ખડી છે !

મિસરમાં એ સમયે શો મામલો હતો ? કાફલાનો ભય બતાવી, ફુલગુલાબી વચનો આપી, તેમજ આરબી સામેની ઇર્ષ્યા જાગૃત કરીને માલેટે ચેમ્બરના પ્રમુખ સુલ્તાન પાશાને ખદીવના પક્ષમાં ભોળવી લીધો. સુલ્તાન પાશાએ એજ ફાંસલામાં બીજા થોડા પ્રતિનિધિઓને ફસાવી લીધા. ચેમ્બરના ઐક્યમાં ચીરાડ પડી. સુલ્તાન પાશા સમાધાનીની સલાહે ચડયો, અને આરબીના ગરમ દળે પણ આખરે પ્રજા પર આપત્તિની આંધી ચડી નિહાળી ખદીવને આધીન થવા ઇચ્છા બતાવી, પરંતુ ખદીવનાં ચક્રો તો માલેટે ક્યારનાં યે તંગ કર્યાં હતાં. પ્રધાનમંડળને બરતરફ કરવાની ઘડી હતી. અને રખેને કદાચ આરબીનું દળ નવા પ્રધાનમંડળને પણ આડખીલી રૂપ થઇ પડે, તે માટે તેઓને મિસરના સીમાડા છંડાવવાની કોશિશ થઇ. મહમદ સામી, આરબી તથા ત્રણ 'ભયંકર' સેનાપતિઓને કહેણ મોકલાયું કે તમારી પદવી અનામત રહેશે, તમને પેન્શન મળશે, મિસરમાંથી ખસી જાઓ." જવાબમાં આરબીએ એટલું જ કહ્યું: "મારૂં સ્થાન તો આજે આંહી છે–જરૂર પડે તો મિસરને ખાતર જીવન સમર્પણ કરવાનું છે. આજે હું માતૃભૂમિને નહિ છોડું."

લાલચ અને રૂશ્વતના ફાંસલા ફોગટ ગયા. માલેટે ઉગ્ર પગલું ભરવાની પરવાનગી મગાવી. મે તા. ૨૫ના રોજ ચેમ્બરના પ્રમુખ પર બ્રિટીશ–ફ્રેંચ કોન્સલોની સંયુક્ત માગણી પેશ થઇ: કે વર્તમાન પ્રધાનમંડળ રાજીનામું આપે, આરબી મિસરમાંથી બહાર નીકળી જાય, અને લશ્કરના બે રાષ્ટ્રવાદી સેનાપતિઓને–અલી ફેહમીને તથા અબ્દલ અલને મધ્ય પ્રદેશમાં મોકલી દેવામાં આવે; નહિ તો ખદીવની તથા પ્રજાની સલામતી ખાતર મનવારોના તોપગોળા છુટા મૂકાશે.

પ્રધાનમંડળ લાચાર થયું. એણે રાજીનામાં આપ્યાં. માલેટ સાહેબે મૂછ પર તાવ દીધો. માલેટના ભંભેર્યા ખદીવે પ્રાંતપ્રાંતના ગવર્નરોને આદેશ છોડયા કે "આરબીએ એકઠી કરાવેલી હંગામી ફોજોને વિખેરી નાખજો, નવી ભરતી નથી કરવાની, કેમકે પરદેશી કાફલા તો કેવળ મિત્રધર્મ બજાવવા માટે આવ્યા છે." પરંતુ માલેટે વધુ પડતો ઉત્સાહ બતાવી નાખ્યો. મૂછે તાવ દેવામાં એણે અતિશય ઉતાવળ કરી નાખી. કેમકે મિસરની સારી યે તવારીખમાં શ્રેષ્ઠ કારકિર્દી બતાવનારા પોતાના પ્યારા પ્રધાન-મંડળની બરતરફીના ખબર જેવા આલેકઝાંડિયાની દિવાલે અફ-ળાયા, અને પોતાના 'અલ્વાહિદ' આરબીએ ખડી કરેલી હંગામી ફોજને વિખેરી નાખ્યાની વાત જેવી સૈન્યને કાને પહોંચી, તેવાં તો આલેકઝાંડ્રીઆના લશ્કરનાં રોમેરોમ ઉભાં થઇ ગયાં, અને ખેદીવ પર સદેશો આવ્યો કે "બાર જ કલાકની અંદર જો એ જ પ્રધાનમંડળને પાછું નહિ બોલાવી લો, તો જાહેર સુલેહને માટે અમે જવાબદાર નથી."

એ પ્રકોપની જ્વાલા કેરોનગરમાં લાગી પડી, અને તમામ ધર્મસંપ્રદાયના પ્રતિનિધિઓનું એક મંડળ આરબી તથા તેના સાથી પ્રધાનોની તાત્કાલિક ફરી નીમણુંકની માગણી લઇ ખદી-વની છાતી પર ખડું થઇ ગયું. તૌફીક અને એના સલાહકારોનાં મ્હોં કાળાં પડ્યાં, પ્રજાનું પ્યારું પ્રધાનમંડળ ફરી વાર નીમાયું. પ્રાંતોના ગવર્નરો પર છુટેલા હુકમો પાછા ખેંચાયા. ફક્ત ત્રણ

લાભ હાંસલ કરી તેને પરિણામે નીપજતી ખુનામરકીનો દોષ મિસરીઓ પર ઢોળવાની એની પેરવી હતી. આવી રાજનીતિ રમાઇ ચુક્યાને વળતેજ દિવસે, એટલે કે તા. ૧૫–૫–૧૮૮૨ની પ્રભાતે ત્રણ બ્રિટિશની તથા ત્રણ ફ્રેન્ચની મનવારો આલેકઝાંડ્રીઆની સામે તોપો તાકીને ઉભી રહી. અને તેજ દિવસે ઇંગ્લાંડની પાર્લામેન્ટને વ્યાસપીઠેથી પરદેશ–પ્રધાન ગ્રેનવાઇલે મિસર પ્રતિની રાજનીતિ પ્રગટ કરતાં ફરી એક વાર પોતાની ને ગામ્બેટાની પેલી સંયુક્ત ધમકીની ઘોષણા કરી, ખદીવની એકહથ્થુ સત્તાના રક્ષપાલ બનવાની ફરજ જાહેર કરી, અને માલેટ–કોલ્વીનના સંદેશાને આધારે જૂઠાણું હાંક્યું કે ખદીવ તથા પ્રધાનો વચ્ચેના કંકાસમાં ચેમ્બર (પાર્લામેન્ટ, ખદીવને પક્ષે જઇ ખડી છે !

મિસરમાં એ સમયે શો મામલો હતો ? કાફલાનો ભય બતાવી, ફુલગુલાબી વચનો આપી, તેમજ આરબી સામેની ઇર્ષ્યા જાગૃત કરીને માલેટે ચેમ્બરના પ્રમુખ સુલ્તાન પાશાને ખદીવના પક્ષમાં ભોળવી લીધો. સુલ્તાન પાશાએ એજ ફાંસલામાં બીજા થોડા પ્રતિનિધિઓને ફસાવી લીધા. ચેમ્બરના ઐક્યમાં ચીરાડ પડી. સુલ્તાન પાશા સમાધાનીની સલાહે ચડ્યો, અને આરબીના ગરમ દળે પણ આખરે પ્રજા પર આપત્તિની આંધી ચડી નિહાળી ખદીવને આધીન થવા ઇચ્છા બતાવી, પરંતુ ખદીવનાં ચક્રો તો માલેટે ક્યારનાં યે તંગ કર્યાં હતાં. પ્રધાનમંડળને બરતરફ કરવાની ઘડી હતી. અને રખેને કદાચ આરબીનું દળ નવા પ્રધાનમંડળને પણ આડખીલી રૂપ થઇ પડે, તે માટે તેઓને મિસરના સીમાડા છંડાવવાની કોશિશ થઇ. મહમદ સામી, આરબી તથા ત્રણ 'ભયંકર' સેનાપતિઓને કહેણ મોકલાયું કે તમારી પદવી અનામત રહેશે, તમને પેન્શન મળશે, મિસરમાંથી ખસી જાઓ." જવાબમાં આરબીએ એટલું જ કહ્યું: "મારૂં સ્થાન તો આજે આંહી છે–જરૂર પડે તો મિસરને ખાતર જીવન સમર્પણ કરવાનું છે. આજે હું માતૃભૂમિને નહિ છોડું."

લાલચ અને રૂશ્વતના ફાંસલા ફોગટ ગયા. માલેટે ઉગ્ર પગલું ભરવાની પરવાનગી મગાવી. મે તા. ૨૫ના રોજ ચેમ્બરના પ્રમુખ પર બ્રિટીશ–ફ્રેંચ કોન્સલોની સંયુક્ત માગણી પેશ થઇ: કે વર્તમાન પ્રધાનમંડળ રાજીનામું આપે, આરબી મિસરમાંથી બહાર નીકળી જાય, અને લશ્કરના બે રાષ્ટ્રવાદી સેનાપતિઓને–અલી ફેહમીને તથા અબ્દલ અલને મધ્ય પ્રદેશમાં મોકલી દેવામાં આવે; નહિ તો ખદીવની તથા પ્રજાની સલામતી ખાતર મનવારોના તોપગોળા છુટા મૂકાશે.

પ્રધાનમંડળ લાચાર થયું. એણે રાજીનામાં આપ્યાં. માલેટ સાહેબે મૂછ પર તાવ દીધો. માલેટના ભંભેર્યા ખદીવે પ્રાંતેપ્રાંતના ગવર્નરોને આદેશ છોડયા કે "આરબીએ એકઠી કરાવેલી હંગામી ફોજોને વિખેરી નાખજો, નવી ભરતી નથી કરવાની, કેમકે પરદેશી કાફલા તો કેવળ 'મિત્રધર્મ' બજાવવા માટે આવ્યા છે." પરંતુ માલેટે વધુ પડતો ઉત્સાહ બતાવી નાખ્યો. મૂછે તાવ દેવામાં એણે અતિશય ઉતાવળ કરી નાખી. કેમકે મિસરની સારી યે તવારીખમાં શ્રેષ્ટ કારકિર્દી બતાવનારા પોતાના પ્યારા પ્રધાન-મંડળની બરતરફીના ખબર જેવા આલેકઝાંડિયાની દિવાલે અફ-ળાયા, અને પોતાના 'અલ્વાહિદ' આરબીએ ખડી કરેલી હંગામી ફોજને વિખેરી નાખ્યાની વાત જેવી સૈન્યને કાને પહોંચી, તેવાં તો આલેકઝાંડ્રીઆના લશ્કરનાં રોમેરોમ ઉભાં થઇ ગયાં, અને ખેદીવ પર સદેશો આવ્યો કે "બાર જ કલાકની અંદર જો એ જ પ્રધાનમંડળને પાછું નહિ બોલાવી લો, તો જાહેર સુલેહને માટે અમે જવાબદાર નથી."

એ પ્રકોપની જ્વાલા કૈરોનગરમાં લાગી પડી, અને તમામ ધર્મસંપ્રદાયના પ્રતિનિધિઓનું એક મંડળ આરબી તથા તેના સાથી પ્રધાનોની તાત્કાલિક ફરી નીમણુંકની માગણી લઇ ખદી-વની છાતી પર ખડું થઇ ગયું. તૌફીક અને એના સલાહકારોનાં મ્હોં કાળાં પડ્યાં, પ્રજાનું પ્યારું પ્રધાનમંડળ ફરી વાર નીમાયું. પ્રાંતોના ગવર્નરો પર છુટેલા હુકમો પાછા ખેંચાયા. ફકત ત્રણ

જ દિવસની અંદર માલેટે પોતાની ફજેતીનો આ તમાશો ભજવાવી લીધો. પરંતુ એ ત્રણ દિવસોમાં–તા. ૨૫થી તા ૨૮ સુધીમાં ઇંગ્લાંડના તંત્રવાહકો ઘરને આંગણે આળસુ નહોતા બેઠા. મોર્લે પોતાના પત્ર 'પાલ માલ ગેઝેટ'માં મિસરની બની શકે તેટલી બદબોઇ કરી, કત્લેઆમના માયાવી ઓળા બતાવી રહ્યો હતો. પાર્લમેન્ટના તખ્ત પરથી વડો પ્રધાન ગ્લેડસ્ટન 'સુલેહ–નીતિ'ના પોલા શબ્દો વાપરતો હતો, અને પોતાની બદનામી વા પીછેહટની કશી તમન્ના રાખ્યા વગર કેવળ મિસરની પાયમાલી માટે તલસતી કોલ્વીન–માલેટ–કુકસનની ત્રિપુટી ઘરઆંગણે નવા દારૂગોળા પાઠવતી હતી. "રિતુરી પ્રધાનમંડળની પુનઃસ્થાપના એટલે મિસરમાંથી ખ્રિસ્તીઓની હદપારી અને યુરોપી કર્જના ઇન્કારની તૈયારી!" એ તાર માલેટે મૂક્યો; અને "આલેકઝાંડ્રીઆના ગભરાએલા યુરોપીઅનો હજુ વિશેષ મનવારોની માગણી કરે છે" એ તાર કુકસને છોડ્યો. એમ મે માસની સંધ્યા પડી. સંયુક્ત કાફલો એ અંધકારમાં મિસર પર મ્હોં તાકીને ઉભો છે. અને એની સન્મુખે જ આલેકઝાંડ્રીઆના કિલ્લા પર આરબી પોતાની તોપો ગોઠવે છે.



# તૌફીકનો તિરસ્કાર

મનવારો મુંગે મ્હોંયે ઉભી છે, કેમકે એનાં મ્હોં તૂર્ક સુલ્તાને બંધ કર્યાં. હતાં. મિસર દેશના સાવભૌમ તરીકે એણે અવાજ દીધો કે એના તાબેદાર દેશ પર કાફલો લઇ જવામાં બ્રિટન–ફ્રાન્સે એની સર્વોપરિ સત્તા ઉપર ન સહન થઇ શકે તેવી પેશકદમી કરી છે. કેમકે મિસરમાં અશાંતિ વા અરાજકતા હોય તો તેને નાબૂદ કરવાની સત્તા એક તુર્કીને જ છે, અન્ય કોઇને નથી. સુલ્તાનના એ રોષને બ્રિટને આ રીતે શમાવ્યો: "અમે તો અમારા ગભરાઇ ઉઠેલા ગોરા વસાહતીઓને હીમત આપવા ખાતર જ આ નૌકાઓ નાંગરી છે. મિસર પર હસ્તક્ષેપ કરી તમારી શહેનશાહી સત્તાને લોપવા એ કાફલો નથી મોકલાયો. એ રીતે આંતરરાષ્ટ્રીય રાજનીતિની દુહાઇને કારણે જ આ યુદ્ધ-નૌકાઓ અણદાગેલી ઉભી હતી. અને ગોળીબાર કર્યા વિના કેવળ દમામથી જ ધાક બેસારી મિસરી રાષ્ટ્રવાદીઓને પીસી નાખ-વાની એની ગણતરી હતી. એ ગણતરીને આધારે જ તા. ૨૫મીનું છેલ્લું કહેણ મોકલાયું હતું. પરંતુ ગોળી વિનાનો એ ઠાલો ભડાકો એળે ગયો એટલું જ નહિ, ઉલટો પ્રજાને ઓર વિફરાવી મૂકી આરબી–પક્ષને સાત ગણી વધુ પ્રતિષ્ઠા અપાવનારો થઇ પડયો.

બ્રિટનનું પરદેશખાતું આવી બેઇજ્જતી ને આવી હાર ગળી જવા તૈયાર નહોતું. એણે તો હવે લોઢાને લોઢાથી જ કાપવાનો લાગ સાધ્યો. એણે સુલતાનને વિજ્ઞપ્તિ મોકલી કે મિસરના મામ-

લામાં હાથ નાખીને હરકોઇ પ્રકારે–તમારી સર્વોપરિ સત્તાનો થાપો લગાવીને નહિ અથવા તો ફોજ ઉતારીને નહિ, પરંતુ દગલબાજી-ની જે ઘાતકી રાજનીતિ પરાપૂર્વથી તુર્કીમાં ચાલી આવે છે તેમાંની એકાદ કોઇ કપીંણ ભેદનીતિ વાપરીને આ દ્વિતુરી આરબીનો નાશ કરવાનું આપ વિચારો.

બ્રિટન પરદેશ–ખાતાને આવી કરામત શીખવનાર પહેલ-વહેલો મનુષ્ય બીજો કોઇ નહિ પણ મોર્લે જ હતો. પોતાના પત્રમાં છેલ્લા પંદર દિવસથી એણે આ વિચારો ફેંક્યા હતાઃ "આરબીનું ચુપચાપ કાસળ કાઢવુંઃ એ માટે સુલ્તાને એક કપીંણ લશ્કરી કમીશ્નરને કેરો મોકલવોઃ ત્યાં એણે આરબીને ફોસલાવી નૌકા પર તેડાવવો ને ઇસ્તંબોલ ઉપાડી જવોઃ અથવા એમ ન સપડાય તો પછી મિત્રભાવે મસ્લત માટે બોલાવી પોતાને હાથે જ એને બંદૂકે દેવો."

## દર્વેશ પાશા

આવી કપીંણ યોજના રચાઇ, અને એ કૃત્ય માટે સંપૂર્ણ લાયકાત ધરાવનાર એક દર્વેશ પાશા નામના દાનવ સેનાપતિને સુલ્તાને કમીશ્નર કરી કેરો પર મોકલ્યો. એ ભયંકર મનુષ્યની કાળીઘોર કારકિર્દીને, એણે જીવનભર આચરેલી દગલબાજી, ખુનરેજી, તેમજ શ્રવણ માત્રથી કમકમાટી ઉપજે એવી ભીષણતાને મોર્લેએ પોતાના પત્રમાં વધાવી લીધી, ને જગત પર જાણ દીધી કે "મિસરની વર્તમાન બેહાલી વચ્ચે એક સુયોગ્ય ઉદ્ધારક આવી પહોંચ્યો છે." આખું કાવત્રું આરબીને માલૂમ થઇ ગયું છે, છતાં આરબી મક્કમ અને ગંભીર છે. એનો નિશ્ચય એક જ હતોઃ "યુરોપ વા તુર્કી કોઇને હું નહિ નમું. ભલે તેઓ આંહી યુરોપી, તુર્કી કે હિન્દી લશ્કરો ઉતારે. મારા છેલ્લા દમ સુધી હું મારા સ્વદેશને રક્ષીશ. અમે મરીએ તે પછી ભલે તેઓ આ ઉજ્જડ દેશનો કબજો લેતા. પરંતુ એ વાત એટલેથી નહિ વિરમે. આ રાજકારણી સંગ્રામની પાછળ ધાર્મિક યુદ્ધનો દાવાનળ આવશે, ને એની જવાબદારી ઉશ્કેનારાઓ પર ઉતરશે."

દર્વેશ- ખલીફા અને સુલ્તાનનો સર્વસત્તાધારી પ્રતિનિધિ દર્વેશ અલોકઝાંડ્રીઆને કિનારે તા. ૮મી જૂનના રોજ પગ માંડે છે, અને મિસરી પ્રજા એનું કેવા શબ્દે સ્વાગત કરે છે ! 'સુલ્તાનનો વિજય હો : બ્રિટન-ફ્રાન્સની ધમકીને ફગાવી દો : કાફલાને નિકાલો, નિકાલો અહીંથી :" એવી પ્રચંડ ઘોષણાએ આલેકઝાંડ્રીઆની ગલીઓ બજારો ગજાવી મૂકી. દર્વેશ સાવધાન થઇ ગયો. ત્યાં અને કૈરોમાં, પ્રજાનાં ભિન્ન ભિન્ન અનેક પ્રતિનિધિમંડળોએ એની મુલાકાત લઇ પ્રજાના પુણ્યપ્રકોપનો એને પરિચય કરાવ્યો. એ રીતે અતિથિ પ્રજાની નાડી વધુ ને વધુ પારખતો ગયો. કૈરોની બજારમાં તો મકાનોની બારીઓમાંથી ઓરતો ને બચ્ચાંઓ સુદ્ધાં કિકિયારી કરતાં હતાં કે "નિકાલો ! એ કાફલાને નિકાલો !"

બીજી બાજુ ખદીવે પોતાના દેશના ઉદ્ધારક બની આવનાર એ ખુનીને આરબીનું કાસળ કાઢવા માટે ૫૦ હજાર પૌંડની બક્ષિસ આપી અને ૨૫ હજાર પૌંડનાં જવાહિરો બક્ષ્યાં. એ બધું પોતાના ખીસામાં પધરાવીને દર્વેશ મિસરમાં ઉભો રહ્યો. એણે પ્રજા પર ધાક બેસારવાના પ્રયત્નો કરી જોયા. પણ એ ન ફાવ્યો. એ મસ્જીદોમાં ગયો તો મુલ્લાંઓએ ને ઉલેમાઓએ એના હાથમાં કાફલાં ઉપડાવી લેવાનાં માગણીપત્રો મૂકયાં. એણે 'અઝહર'ના શેખોને તેડાવ્યા તો શેખોએ આવીને ૧૦ હજાર પ્રજાજનોની સહીવાળું નિવેદન પેશ કર્યું. એ નિવેદનમાં માગણી હતી કે "બ્રિટન-ફ્રાન્સના કહેણનો ઇન્કાર કરો, ને તૌફીકને પદભ્રષ્ટ કરો." ૯૦ વર્ષનો એ તૂર્ક સેનાધ્યક્ષ ઝીંદગીભર કદિ પણ આવા જવાબો સાંભળવા ટેવાયો હતો. એણે કરડાઇભર્યો ઉત્તર દીધો કે "હું તમારી સલાહો લેવા નહિ પણ મિસરમાં બંદોબસ્ત સ્થાપવા આવ્યો છું."

આ અપમાનને ગળી જવા મિસરી પ્રજા તૈયાર નહોતી. છંછેડાએલા શેખોએ નગરમાં રોષની લાય લગાડી. ખાસ ગાડીઓ દોડાવી તે ને તે રાત્રિયે પ્રાંતેપ્રાંતમાં વિરોધને સભાઓ મેળવાવી.

કમીશ્નરનો બહિષ્કાર વજડાવ્યો. અઝહરના વિદ્યાર્થીઓએ પોતાના શેખોના આ અપમાન કરનાર પર ફિટકારના ઠરાવો સંભળાવ્યા. આ બધા અવાજો દર્વેશને કાને ગયા, ને દર્વેશની આત્મશ્રદ્ધા ડગમગી ગઇ. આટલા દિવસ સુધી પોતે જેને મુલાકાતની પણ ના પાડી હતી તે પુરુષને–તે આરબીને એણે આજે સામે ચાલીને મળવાનું ઇજન આપ્યું.

આરબી હાજર થયો. દર્વેશે એને પોતાની બાજુમાં બેઠક દીધી. એને પંપાળી પંપાળી પટાવવા લાગ્યો. એ આખી સમજાવટનો સાર આ હતો : આપણે સહુ સુલતાનનાં બચ્ચાં છીએ : આ કાફિરોના કાફલાને ઉપડાવી દઇએ : માટે તું ખાનગીમાં તારી લશ્કરી સત્તાનું રાજીનામું આપી, એ સત્તા મારા હાથમાં સોંપી દે : ને તું ઇસ્તંબોલ સુલતાનની હજુરમાં ચાલ્યો જા."

તૂર્ક–કરોળીઆની ફરેબજાળમાં દાખલ થવાનું આ નિમંત્રણ આરબીએ ન સ્વીકાર્યું. એ ન ફસાયો. એણે ઉત્તર આપ્યો : "હું હોદ્દો છોડવા તૈયાર છું, પણ દેખાવ રૂપે નહિ, સ્પષ્ટ રીતે. કેમકે મારા પર આજે ઘોર જુમ્મેદારી તોળાઇ રહી છે. મારા નામ પર પરદેશીઓએ કૈં કૈં અકથ્ય અત્યાચારોનાં આરોપણ કર્યાં છે. એ બધી બદનક્ષીમાંથી લેખિતવાર મને મુક્ત ન કરો ત્યાં સુધી મારાથી નહિ ખસાય. અને ઇસ્તંબોલ તો હું એક દિવસ એક ગરીબ મુસલિમ તરીકે જ ખલીફાના કદમ બોસવા જઇશ, આજે આ દરજ્જે નહિ."

આરબીની આ ધૃષ્ટતા દર્વેશને માટે અસહ્ય હતી. એનો ચહેરો બદલી ગયો. એણે આદેશ દીધો : "આલેકઝાંડ્રીઆના ગવર્નરને તથા કિલ્લાના સેનાપતિને તાર કરી દે, કે તેં તારો દરજ્જો મને સુપ્રત કરી દીધો છે. પછી તારી રીતસર રૂખ્સદને માટે સોમવારે અમે ખદીવ તેમજ કોન્સલોની બેઠક બોલાવશું."

આરબીનો ઉત્તર એક જ હતો: "મને લેખિત છુટકારાનો કાગળ ન મળે ત્યાં સુધી મારૂં પદ ને મારો જુમ્મો છોડવા હું

તૈયાર નથી." એટલું કહીને એ ચાલી નીકળ્યો.. તા. ૧૦ જૂન ૧૮૮૨ના બપોરની એ વેળા હતી. તા. ૧૨મીએ તો દર્વેશ પોતાને બરતરફી અપાવશે એ વિચારે આરબી ચાલ્યો જતો હતો. પરંતુ તા. ૧૨મી તો બહુ દૂર રહી ગઈ. મિસરના ભાગ્યમાં તો એ સમયનો એકેએક દિવસ પોતાનો અલાયદો ઇતિહાસ નોંધાવી રહ્યો હતો. મિસરનાં શત્રુદળો અપાર હતાં. કાવત્રાંની સુરંગો દસે દિશામાં ધરબાઇ રહી હતી. ને એવી એક સુરંગ વળતા દિવસ રવિવાર તા. ૧૧ના રોજ બપોરના એક બજે ફાટી નીકળી.

## આલેકઝાંડ્રીઆમાં કતલ

આલેઝાંકડ્રીઆ નગરની અંદર એક હુલ્લડ ફાટી નીકળ્યું. તેની અંદર બસો અઢીસો ગોરાઓના જાન ગયા, ઘણા ઘવાયા, અંગ્રેજ કોન્સલ કુકસનને તેમજ અન્ય દેશોના કોન્સલોને પણ ઇજા થઇ. સાંજના પાંચ બજતાં સુધી આ હુલ્લડ ચાલુ રહ્યું. પછી લશ્કરે બહાર નીકળીને આખો મામલો કાબુમાં લીધો.

સશસ્ત્ર હસ્તક્ષેપનાં વ્યાજબી કારણો ઉભાં થવાની કાગને ડોળે વાટ જોઇ રહેલા બ્રિટિશ કોન્સલોએ દેશ પરદેશ તાર દીધા કે આ હુલ્લડને ઇરાદાપૂર્વક છુપી પેરવીથી ગોઠવનાર તો આરબી જ છે, અને એમ કરવામાં આરબીનો અભિલાષ વિદેશીઓની કતલ ચલાવવાનો હતો. પરંતુ હકિકત અત્યંત ભેદી નીકળી પડી. હુલ્લડનું કાવત્રું રચનાર મુખ્ય બે જણા હતા: એક તો ખુદ ખદીવ તૌફીક, ને બીજો આલેકઝાંડ્રીઆનો ગવર્નર ઓમર લુત્ફી પાશા. બ્રિટીશ સલાહકારોના હાથમાં વેચાએલો અને પ્રજા સમસ્તને હાથે ફિટકાર પામેલો દેશશત્રુ તૌફીક બ્રિટીશોની દરમ્યાનગીરીનો અનુકૂલ અવસર જલ્દીથી લાવવા ઉત્સુક બન્યો હતો. એણે જોયું છે કે બ્રિટિશ પ્રતિનિધિઓ કેટલા ય દિવસોથી મુસ્લીમ-ખ્રિસ્તી દંગાનો ગભરાટ ફેલાવી રહ્યા હતા. એણે જોયું છે કે મિસરના તે સમયના તંત્રને 'અંધેર' 'લશ્કરી ફિતુરીઓનું' 'ભયંકર તંત્ર' આદિ નામો દઇ બ્રિટિશો કયારના બદનામ કરી

# મહાસત્તાઓની પરિષદ્

પરંતુ સ્વાધીનતાનાં હતભાગ્ય હતાં કે આરબીને આવા મામલામાં સાચો વજપંજો બતાવતાં ન આવડ્યું. જો આરબી એક કાર્યકુશળ પુરુષ હોત, તો આલેકઝાંડ્રીઆના એ હત્યાકાંડ માટે અંદરખાનેથી ખરા જવાબદાર એવા કાવત્રાબાજોને એ તાતી ઘડીએ જ નિર્દય નશ્યત કરી પોતે યુરોપભરમાં અવાજ દઇ શકયો હોત, કે મિસરની શાંતિનો રક્ષપાલ હજુ જીવે છે, ને એના બંદોબસ્તમાં હાથ નાખનારની ગર્દન સલામત નથી. આમ થયું હોત તો યુરોપી પ્રજાઓ કુટિલ બ્રિટનને એના સાચા સ્વાંગમાં ઓળખી જઇ આરબીના લોખંડી પંજામાં પોતાનું શિર-સલામત સમજત. પરંતુ આરબી કર્મવીર નહોતો, પ્રશાન્ત સ્વપ્નદર્શી હતો. એણે ગાફિલ રહી તક ગુમાવી નાખી.

એટલે જ યુરોપની મહાપ્રજાઓને લાગ્યું કે મિસરમાં આ કામચલાઉ શાંતિથી ચલાવી લેવાશે નહિ, રક્ષણનું આખું વિધાન નવેસર ઘડવા બેસવું પડશે. એ માટે યુરોપની છ યે મહાસત્તાઓએ સાર્વભૌમ તુર્કીની સાથે બેસી કાયમી તોડ કાઢવો જોઇએ.

એ મુજબ મહાસત્તાઓની પરિષદ મેળવવાના સંદેશાઓ ચાલવા લાગ્યા. એક બ્રિટનને જ આ વાત વિષ સમાન થઇ પડી. બ્રિટનની તો ચાલબાજી એવી હતી કે કયારે ફ્રાન્સને પણ અળગું હડસેલી પોતે એકલું જ મિસરનું ભાગ્યનિર્માણ કરી લે! તેને

બદલ બ્રિટને તો બીજી છ સત્તાઓની દરમ્યાનગીરી આવતી દીઠી. એ દરમ્યાનગીરીમાંથી બ્રિટન બચે તેવું નહોતું. કેમકે જે દિવસે પોતાના કાફલાને મિસરનાં નીરમાં નાંગરતાં એણે આખા યુરોપનો વિરોધ-સ્વર જગાડ્યો હતો, તે દિવસે એને પોતાને જ મુખેથી ખુલાસો કરવો પડયો હતો કે "આ કાફલો મોકલવામાં અમારો હેતુ કોઇ મતલબી વા એકલસુરી રાજનીતિ સાધવાનો નથી, પરંતુ કશા ભેદ વિના સમગ્ર યુરોપી સત્તાઓના મિસર-ખાતેના હિતને રક્ષવાનો તેમ જ ખદીવની સત્તા સલામત રાખવાનો છે. સૈન્ય ઉતારવાનો વા તો મિસરને લશ્કરી કબ્જે લેવાનો અમારો કદિ પણ ઇરાદો નથી. અમારી સરકાર તો મિસરમાં શાંતિની પુનઃસ્થાપના થઇ જાય અને યુરોપીઅનોનું ભાવી નિર્ભય બની જાય કે તુર્ત જ મિસરને છૂટું મૂકી કાફલાને પાછો બોલાવવા ઇચ્છે છે. પરંતુ જો કદાચ આ ધારણા ન ફળે, શાંતિમય નિકાલ ન આવે, તો અમે અન્ય સહુ સત્તાઓની તથા તૂર્કોની સાથે જ હાથ મિલાવી ઇલાજ લઇશું."

આવાં દંભી વચનો આપી બેઠેલ બ્રિટન આજે છટકી શકે તેવું નહોતું રહ્યું. મિસરમાં અશાંતિ, અંધાધુંધી, ફિતુરી શાસન, પરદેશીઓની બીનસલામતી–અને તે માટે સશસ્ત્ર દરમ્યાનગીરીની જરૂર! એવાં ધુમરાણ કરનાર બ્રિટન પોતે જ હતું. 'કાયમી તોડ' આણવાનો અવાજ પણ એનો જ હતો. એની ધારણા હતી કે યુરોપી સત્તાઓ એ તોડ આણવાનું એને એકને જ સુપ્રત કરશે. પરંતુ એ ધારણા ધૂળ મળી. જૂનની તા. ૨૩મીના રોજ મિસરના સાર્વભૌમ સુલ્તાનના પાટનગર ઇસ્તંબોલ નગરમાં છ મહા-સત્તાઓના પ્રતિનિધિઓની પરિષદ્ મળી. એ પરિષદ્‌ની ખુદ પહેલી જ બેઠકમાં અન્ય જાણભેદુ સત્તાઓએ સાવધાન બનીને એક કરાર પેશ કર્યો : એનું નામ Self-denying Protocol : બીનમતલબી કરારનામું. એ કરાર આ હતો :

"નીચે સહી કરનારા પ્રતિનિધિઓની સરકારો કબુલત આપે છે કે મિસરના વહિવટને નિયમબદ્ધ કરવાના આપણુ સહુના

સંયુક્ત પગલાંને પરિણામે જે કંઇ યોજના નક્કી થાય, તેમાં આપણામાંના કોઇએ મુલક-કબ્જાના નિરાળા હક્કોની પ્રાપ્તિનો અથવા તો અન્ય કોઇ પ્રજાને મળી શકે તેના કરતાં આપણી કોઇની પ્રજાને માટે વધુ વ્યાપાર-હક્કોની પ્રાપ્તિનો નિરાળો લાભ લેવાનો નથી.”

આ કરાર પર બ્રિટને પણ પોતાની સહી મૂકી !

બીજી બેઠક મળી તેમાં ઇટાલીના પ્રતિનિધિએ બીજો ઠરાવ ધર્યો: “એ તો સમજી જ લેવાનું છે કે જ્યાં સુધી આ પરિષદ્ ચાલુ રહે, ત્યાં સુધી કોઇ પણ સત્તાએ મિસરમાં એકલે હાથે કશું પગલું ભરવાનું નથી.”

આ શર-સંધાન પણ બ્રિટનની જ સામે થયું. દગલબાજ બ્રિટને એમાં પણ સહી કરી આપી. પરંતુ એણે કુનેહ વાપરીને માત્ર એટલી શર્ત ઉમેરાવી લીધી કે

“દરેકને પોતપોતાના પ્રજાજનોનાં જાનમાલ રક્ષવાની જરૂરત ઉભી ન થાય ત્યાં સુધીને માટે જ આ બંધન છે.”

આ અપવાદનો કેવો દારૂણ અનર્થ બ્રિટન કરી શક્યું તે આગળ જોઇશું. પછી તો પરિષદ્ આગળ ચાલે છે. બ્રિટનનો પ્રતિનિધિ અમીર ડફરીન મિસર ખાતેનાં માયાવી હત્યાકાંડો, હુલ્લડો લૂંટાલૂંટો, અંધાધુંધી, સર્વનાશ, અને આંતર્રાષ્ટ્રીય લેણદેણના ઇન્કાર આદિ અનર્થોનાં લાલચોળ ચિત્રો ખેંચે છે: અન્ય પ્રતિનિધિઓ અશ્રદ્ધા ને સંશયમાં આ વાતો પ્રતિ ડોકાં ધુણાવે છે: બ્રિટન-પ્રતિનિધિ ધીરે રહીને સૂચન કરે છે કે ‘સુલતાનને આપણે સશસ્ત્ર દરમ્યાનગીરી કરવા વિનવવા.’

આ પ્રસ્તાવને પરિષદે ઉપાડી લીધો. પરંતુ બ્રિટન માગતું હતું તેવી રીતે નહિ, ઉલટી જ રીતે. એણે સુલ્તાનને પેશ કરવા માટે ઠરાવ ઘડ્યો:

“અમારી મહાસત્તાઓને શ્રદ્ધા છે કે મિસરમાં તૂર્ક લશ્કર રહે ત્યાં સુધી ત્યાંની ચાલુ સ્થિતિ તે ને તે સ્વરૂપમાં જ જાળ-

વવામાં આવશેઃ આપનાં ફરમાનોથી સ્થાપિત થએલા મિસરના અધિકારોમાં, રાજકારોબારના નિયમિત વહિવટમાં અથવા તો તેમાંથી નીપજતી આંતરિક ગોઠવણોમાં કશો હસ્તક્ષેપ નહિ થાયઃ શાહી સૈન્યના રોકાણની અવધ, નામદાર ખદીવ તૂર્કીની તેમજ મહાસત્તાઓની સાથે નવેસર કશું કરારનામું ન કરે તો ફક્ત ત્રણ માસની જ રહેશે. જો નામદાર સુલતાન અમારી મહાસત્તાઓની આ વિનતિમાં સંમત થશે, તો અમારી છ મહાસત્તાઓ તથા તૂર્કીની વચ્ચે ઉપરલખી શર્તોવાળું નવેસર કરારનામું ઘડવામાં આવશે."

આ વિજ્ઞપ્તિ–પત્ર પર તમામ પ્રતિનિધિઓની સહીઓ થઇ, અને એનો મુસદ્દો પ્રતિનિધિઓએ પોતપોતાની સરકારો પર મંજૂરી માટે રવાના કર્યો. આ મુસદ્દાએ બ્રિટિશ સરકારનું હૈયું ભાંગી નાખ્યું. દરમ્યાનગીરીના સારા ય કોભાંડને જન્માવી પરિપકવ બનાવનાર પોતે છતાં આખરે પોતાને તો છ મહાસત્તાઓમાંની એક બની જવું પડયું. તૂર્કી સાથેના કરારનામાની અંદર પોતાને એકલાને પક્ષકાર બનવું હતું તેને બદલે તો સંયુક્ત યુરોપ પેસી ગયું. બ્રિટનને લાગ્યું કે આવા માનભર્યા કરારનામાને તૂર્કી સ્વીકારી લેશે–ને જો સ્વીકારી લેશે તો તૂર્કીને એકલાને ગુલાંટ ખવરાવી મિસરમાં રણીધણી બનવાનો પોતાનો મનધાર્યો મોકો ચાલ્યો જશે. ને જો તૂર્કી ના પાડશે તો મહાસત્તાઓ સ્વયમેવ પગલાં લેશે.

પરાસ્ત બનેલી બ્રિટિશ રાજનીતિએ બસ બધી લજ્જા ફગાવી દીધી. એણે નિર્ણય કર્યોઃ સંયુક્ત વિજ્ઞપ્તિપત્ર પર તમામ સરકારોની મંજુરી પડી ચુકે તે અગાઉ એવો એક ઘા કરી નાખવો, કે જેથી સંયુક્ત વિજ્ઞપ્તિ–પત્રની વલે રદ્દી કાગળના ટુકડા સમાન થઇ પડે. પગલું ભયંકર હતું. છતાં બ્રિટને હામ ભીડી. આજ પર્યંતના બધા કરારોને, કોલોને, ખતદસ્તાવેજોને લાત મારી એણે તોપો દગાવી.

## આલેકઝાંડ્રીઆ પર મારો

ઘરની સરકારની અર્થસૂચક પરવાનગી મેળવીને અંગ્રેજ કાફ્લાના એડમીરલ સીમૂરે આલેકઝાંડ્રીઆ નગરના કિલ્લા પર તોપોનો

ધુંવાધાર મારો ચલાવ્યો. અને એ હલ્લાના કારણ તરીકે બ્રિટનની સરકારે આત્મરક્ષણની અગત્ય આગળ ધરી. શું શું બની ગયું ? લૂંટારો આપણા ઘર પર ધાડ પાડવાના ઇરાદાથી આવીને ઉભો રહે, આપણે દોડીને બારીબારણાં બીડવા લાગીએ, એટલે લુંટારો આપણા કૃત્યને પોતાનું અપમાન અથવા ધમકી કહી ધિઃકારે, આપણાં બારણાં તોડી નાખે, ને જાહેર કરે કે "એ તો હું કેવળ આત્મરક્ષણને માટે જ કરી રહ્યો છું !" આવો જ વર્તાવ બ્રિટને કરી બતાવ્યો.

એ બ્હાનાં શોધવાની શરુઆત તો છેક મેની તા. ૨૯મીથી થઇ ગએલી. દુશ્મનકાર્ય કરવા માટે કાફલાને આવી ઉભો દેખી મિસરી યુદ્ધખાતું આત્મરક્ષણ ખાતર આલેકઝાંડ્રીઆમાં કિલ્લેબંદી કરતું હતું. કાફલાના એડમીરલે આ ખબર ઘરની સરકારને આપ્યા હતા. ઘરની સરકારે મિસરનો આ ઘોર અપરાધ અટકાવવા તૂર્ક સુલ્તાનને લખેલું. તૂર્ક સુલ્તાને એ બાંધકામને માત્ર 'મરામત' કહી દિલગીરી બતાવી હતી ને મિસર પર હુકમ લખી કિલ્લેબંદી થંભાવી હતી. તે પછી તો એક આખો માસ વીત્યો. કાફલા ખસતા નથી દેખી મિસરી યુદ્ધખાતાએ ફરીવાર કિલ્લેબંદી આગળ ચલાવી, અને અંગ્રેજ સૈન્ય આવી રહ્યું છે માની સુવેજ નહેર બંધ કરાવવાની તૈયારી આદરી. ખુની મનસૂબા સંઘરીને ઉભેલા વિદેશી કાફલાની સામે એક સ્વાધીન દેશ સ્વરક્ષણના ઇલાજો આરંભે, એ બ્રિટનની દૃષ્ટિએ ગુનાહિત કૃત્ય ગણાયું. એના પરદેશ-પ્રધાને પેલી મહાસત્તાઓની પરિષદ્‌ને કહાવ્યું કે 'તમારૂં કામ ઘણું ઠંડું ચાલે છે, માટે હવે જલ્દી સુલ્તાનને છેલ્લા ઇલાજો લેવાનું કહેણ મોકલો !' ને બીજી બાજુ એ વિશ્વાસઘાત કરીને કાફલાના એડમીરલને તાર કરે છે કે "કિલ્લાના લશ્કરી ગવર્નરને કહી આપો, નહેરને બંધ કરશે તો શત્રુકાર્ય કર્યું ગણીશું, ને કિલ્લાના ભુક્કા બોલાવશું." વધારામાં કહાવ્યું કે "ફ્રેન્ચ કાફલો સહકાર ન આપે તો પણ વાટ જોઇ બેસશો નહિ."

ફ્રેંચ કાફલાએ આ અત્યાચારમાં ભળવાની ચોકખી ના સુણાવી. અને આલેકઝાંડ્રીઆના લશ્કરી ગવર્નરે પણ નહેરને બંધ કરવાના લેશ પણ ઇરાદાનો ઇન્કાર કરી આપ્યો. છતાં વરૂને તો કોઇ પણ બ્હાને બકરૂં ભક્ષવું હતું. એડમીરલ સીમૂરે જુલાઇની તા. ૬ ના રોજ લશ્કરી ગવર્નરને છેલ્લું કહેણ મોકલ્યું કે "યુદ્ધની તમામ તૈયારીઓ અટકાવી દો!" વાસ્તવિક તે વેળા કશું જ કામ નહોતું ચાલતું! એ બ્હાનું ફોગટ ગયું. ચાર જ દિવસ પછી, તા. ૧૦મીએ એણે બીજું કહેણ મોકલ્યું કે "કિલ્લો અમારે સ્વાધીન કરી આપો. ચોવીસ કલાકની મેહતલ આપું છું. મેહતલ પૂરી થયે હું તોપો ચલાવીશ."

આ કહેણન સમાચાર યુરોપની તમામ મોટી સત્તાઓને તેમજ સુલતાનને પહોંચાડવામાં આવ્યા. સુલતાને થોડી વધુ મેહતલની માગણી કરી તો તેનો જવાબ એડમીરલે નકારમાં વાળ્યો. કોઇ પણ સત્તાને જરી પણ સમય આપવા ને પોતાની બાજીમાં ભંગાણ પાડવા દેવા બ્રિટન તૈયાર નહોતું. એ તો ચોવીસમા કલાકના ટકોરાની જ રાહ જુવે છે.

સીમૂરના એ સંગ્રામ–આહ્વાનનો ઉત્તર મિસરે વખતસર આપ્યો. કિલ્લો સુપ્રત કરવાની એણે ના સંભળાવી. એણે એટલે ? દુશ્મનો ભાખે છે કે એ ના પાડનાર જબાન એકલા આરબીની હતી. પોતાના હત્યારા કૃત્યને ઢાંકવા મથનારાઓ નફટાઇની અવધિ કરી કહે છે કે આરબીની ફિતુરી ખુમારીએ જ આ અવદશા આણી મૂકી. જુઠાણું કદિ આથી આગળ જઇ શકે નહિ. મિસરી સરકારની આખી જનરલ કાઉન્સીલ, ખદીવ તૌફીક, દર્વેશ પાશા, અને આ ઉપરાંત પ્રજાના અનેક બાહલા પ્રતિનિધિઓઃ એ તમામે ભેળા બેસી જવાબ વિચાર્યો હતો, અને એકી અવાજે નિર્ણય આપ્યો હતો કે "પરદેશી સેનાપતિની માગણીને વશ થઇ, સામો ઘા કર્યા વિના, અથવા કંઇ નહિ તો સુલતાનની પરવાનગી મેળવ્યા વિના, મિસર દેશની જમીનનો ટુકડો પણ આપવાની ખદીવને સત્તા નથી." એ ફેંસલાના પરિ-

ણામે આરબીને તો યુદ્ધસચીવ તરીકે ખદીવનો આદેશ મળ્યો કે કિલ્લો સજ્જ કરવો અને અંગ્રેજ કાફલો તોપો ચલાવે તો સામો જવાબ પણ તોપોથી જ દેવો. એટલું જ નહિ. તા. ૧૦મીની એજ સાંજે ઉપ-યુદ્ધસચીવને આજ્ઞા થઇ કે "યુદ્ધનો નિર્ણય પ્રાંતે પ્રાંતમાં જાહેર કરો, અનામત હંગામી સૈન્યને ફેરોમાં બોલાવો, નવી ભરતી ચાલુ રાખી નવી ટુકડીઓ તૈયાર કરો."

એ જ તા. ૧૦મીના રોજ બ્રિટનના પરદેશ-પ્રધાને દેશદેશમાં પોતાના બ્રિટિશ એલચીઓને જાણ દીધી કે "એડમીરલ સીમૂરે નક્કી કરેલો રાહ આપણા સાદા સીધા ને કાયદેસરના સ્વરક્ષણના ઉપચારથી રંચ પણ વિશેષ નથી. બ્રિટિશ પ્રજાજનોનું સ્વરક્ષણ એ જ આશય છે. અન્ય કશો જ છુપો ઇરાદો નથી."

કેવું એ સ્વરક્ષણ ! જૂન માસના પ્રારંભથી માંડીને આખો માસ મિસરમાં આબાદ શાંતિ હતી. કારસ્થાનોનો કરનાર મી. માલેટ નોકરી પરથી નીકળી કાફલામાં છુપાયો હતો, બન્ને વિદેશી કન્ટ્રોલરો કામ બંધ કરી બેઠા હતા, એ બધા સલાહકારોની આડ-ખીલીથી મુક્ત થયેલું પ્રધાનમંડળ નિરુપદ્રવે નિયમિત કારોબાર ચલાવી રહ્યું હતું, અને આરબીના પાકા ચોકીપહેરા વચ્ચે સંપૂર્ણ સલામતી હોવા છતાં યે મિસર છોડવા ઉત્સુક એવા તમામ બ્રિટિશ પ્રજાજનોને કડક બંદોબસ્ત વચ્ચે સ્વદેશ રવાના કરવાનું કાર્ય ચાલુ હતું, તે વખતને 'જાનમાલની બીનસલામતીનો ને હત્યાકાંડનો વખત' ગણાવી આત્મરક્ષણને નામે એક લાખની વસ્તીવાળા વેપારના બુલંદ મથક આલેકઝાંડ્રીઆ પર તોપો વહાવવી : એ કરતાં વધુ અકથ્ય બીજી કઇ દગલબાજી શકય છે !

અને આવા શત્રુની સામે મિસરીઓએ તે જ દિવસે કેવી ખાનદાની બતાવી હતી ! બ્રિટિશ કાફલો બરાબર મિસરી કિલ્લાની નજીક, મિસરી તોપોનાં ડાચાંની સામે જ ઉભો હતો. કિલ્લાની તોપો વછૂટે તો કાફલાના ચૂરા કરી ડુબાવી નાખે એવી એની સ્થિતિ

હતી. એડમીરલ સીમૂર પોતે આ ભયથી ફફડી ઉઠ્યો હતો. પરંતુ મિસરીઓ અંગ્રેજોના જેટલો વિશ્વાસઘાત રમી નહોતા જાણતા. સાચો મુસ્લીમ યુદ્ધની અંદર પહેલો ઘા ન કરે એ ઇસ્લામી કાયદા પ્રતિ આરબીને અદબ હતી. પરિણામે એણે સીમૂરને પોતાની મનવારો મનપસંદ અંતરે હટાવી જવા દીધી. અને ત્યાં દૂર ઉભા રહીને બ્રિટિશ કાફલાએ તા. ૧૧મીના પ્રભાતના સાતને ટકોરે કિલ્લા ઉપર ગોળા ચલાવ્યા.



# દગલબાજી અને સંહાર

## સૈન્યની ફેરવણી

કાફલાની તોપોને મિસરી કિલ્લાના મોરચાએ પ્રત્યુત્તર આપવા માંડયો. મિસરી ગોલંદાજોના એ મુકાબલાની તો શત્રુ સીમૂરે પણ તારીફ ગાઇ. પરંતુ કાફલાનાં જહાજ મિસરી તોપ-ગોળાના ટપ્પાથી ઘણે આઘે હટી ગયાં હતાં; જ્યારે બીજી બાજુ કિલ્લાનું બાંધકામ છેક મહમદઅલ્લીના કાળનું પુરાણું, દુરસ્તી વિનાનું ને પત્થરોનું હોઇ આધુનિક તોપોના માર સામે ટક્કર ઝીલી શકયું નહિ. ઉલટાનું પત્થરોના ટુકડા ઉડીને અંદરની ફોજનો કચ્ચરઘાણ વાળવા લાગ્યા. કિલ્લાની અંદર ૯૫૦૦ સૈનિકો હતા તેમાંથી ૧૦૦૦ તો ઢળી ગયા. દસ કલાકના વિસ્મયકારક અને મરણીઆ ટકાવ પછી સૂર્યાસ્ત વેળાએ કિલ્લાની તોપો અબોલ બની ગઇ. બીજા દિવસની પ્હો ફાટી, એડમીરલ સીમૂર નજરે જુવે છે કે કિલ્લા પર યુદ્ધવિરામ યાચતો સફેદરંગી વાવટો ચડયો છે–મિસરીઓ સુલેહ માગી રહ્યા છે. છતાં સીમૂર કહાવે છે કે "આજ બપોરના ત્રણ વાગ્યા સુધીમાં તમામ કિલ્લો ને બરાકો મને સુપ્રત નહિ કરી દો તો હું ફરી તોપો ચલાવીશ." મિસરી ગવર્નર માગણી મોકલે છે હું "ખદીવની મંજુરી મેળવીને પાછો આવી પહોંચું ત્યાં સુધી મોરચા થંભાવો. ત્રણ બજ્યામાં મારાથી પાછા નહિ વળી શકાય." પરંતુ અંગ્રેજ શત્રુ

યુદ્ધની ખાનદાની ન બતાવી શક્યો. એણે ત્રણના ટકોરા પછી પલવાર પણ વાટ જોવાની ના પાડી. ત્રણ વાગે ગોળા છૂટશે ને કદાચ નગરને પણ રોળી નાખશે એ ગભરાટથી નગરવાસીઓએ પણ નાસભાગ આદરી, અને આ જમીદોસ્ત થવા આવેલા જર્જરિત કિલ્લામાં સૈન્યની કતલ કરાવવા શા માટે રોકાવું, એ વિચારથી આરબીએ પણ સૈન્ય સાથે નગર છોડ્યું. એ અંધાધુંધીની અંદર બેદૂઇન ગુંડાઓએ લૂંટફાટનાં તેમજ મારફાડનાં રમખાણો મચાવ્યાં. એ ન્હાસી છૂટતા લાઇલાજ સૈન્યે પોતાની પાછળ સુલેહયાચી શ્વેત વાવટો બતાવતા છતાં સીમૂરની તોપોના ગોળા ન રોકાયા. સીમૂરે તો આ ન્હાસતા સૈન્યનો પીછો લેવા સૈન્ય સુદ્ધાં કિનારે ઉતાર્યું હોત, પરંતુ તે દરમીઆન તો, ચાહે સીમૂરના તોપગોળાને પરિણામે, ચાહે નાસતા સૈન્યની કુબુદ્ધિને પરિણામે, આલેકઝાંડ્રીઆને આગ લાગી ગઇ. ગોળા અટકતા નહોતા. પવન જોરથી ફુંકતો હતો. પરિણામે અધરાત સુધીમાં તો આખા નગરને જ્વાલાઓ વીંટી વળી. એ આગે મિસરી સેનાને ઉગરી નીકળવાનો અવકાશ દીધો. (એ આગ ઇરાદાપૂર્વક લગાડી હોવાનો આરોપ નિર્લજ્જ બ્રિટને આરબીના માથા પર મૂક્યો હતો, અને એ આરોપ ઠોકી બેસારીને સૈન્યના પાછલા ભાગના સેનાધ્યક્ષ સુલેમાન પાશા સામીને પાછળથી ફાંસી દીધી હતી.)

આલેકઝાંડ્રીઆથી આરબી પોતાની સેનાને કફ્ર-દાવર નામના એક સુરક્ષિત સ્થાન પર લઇ આવ્યો. એ સ્થાન આલેકઝાંડ્રીઆ ને કેરો વચ્ચેની રેલ્વેની સડક પર હતું. એની બન્ને બાજુએ સૈન્યનો પડાવ નાખ્યો. પાછલા ભાગમાં પ્રાણહારક ફોડાંવાળું એક સરોવર પથરાયું છે: કેરો તરફની દિશા સૈન્ય માટેના ખાનપાનની આવ-જા માટે ખુલ્લી છે : ને આલેકઝાંડ્રીઆ તરફથી મિસરમાં દાખલ થવા માટે રેલ્વેની સાંકડી સડક સિવાય અન્ય એક પણ માર્ગ નથી. સીમોરના તોપગોળા ત્યાં પહોંચે તેમ નથી. એ રીતે મિસરનું એક દ્વાર તો રૂંધીને સેનાનો વ્યૂહ ગોઠવાઇ ગયો. (બીજું દ્વાર તો સુવેજ નહેર વાટે થઇને પૂર્વપ્રદેશમાં ઉતરી પડવાનું

હતું. એનું શું થયું તે આગળ આવે છે.) આરબીએ પોતે એક સ્ટેશન આગળ જઇને પોતાનો શમીઆનો ખેંચાવ્યો. ત્યાં બેસીને પોતે રક્ષણના માર્ગો કાઢી રહ્યો છે. તત્કાળ તો શત્રુદળનો કશો ભય એને રહ્યો નથી.

## તૌફીક શત્રુશરણે

દરમિયાન તૌફીક ક્યાં હતો ? તૌફીક–મિસરનો ખુદ ખદીવ તૌફીક શત્રુઓના હાથમાં રાજીખુશીથી કેદી બની રક્ષણ ભોગવી રહ્યો છે. એ આખી કથા અનવધિ કલંકની કથા છે : 'તોપો ચાલુ થવાની છે' એ ખબર તો તૌફીકને છેક તા. ૬ જૂનના રોજ આપવામાં આવેલા ને સીમૂરે એને કાફલા પર આવી જવા કહ્યું હતું. પરંતુ સ્વાર્થાંધ તૌફીકને તે દિવસ ખાત્રી નહોતી કે કયો પક્ષ વિજય પામશે. એટલે એણે શત્રુશરણ નહોતું લીધું. તા. ૧૦મીએ તો એ કપટીએ જનરલ કાઉન્સીલને પ્રમુખસ્થાને બેસી કિલ્લો ન સોંપવાનો મત પણ પૂરાવ્યો. પછી પોતે આલેકઝાંડ્રીઆથી ચાર ગાઉ ઉપરના પોતાના રામ્લેહ–મહાલમાં પેસી ગયો. (સીમૂરના ગોળા ત્યાં નહોતા આંબવાના.) એ મહેલની અગાસીમાં બેસીને તા. ૧૧–૧૨ બે દિવસ આલેકઝાંડ્રીઆનો ધ્વંસ નિહાળ્યા કર્યું. તા. ૧૩મીએ આરબીએ આવી એને કિલ્લાની બેહાલીની જાણ કરી અને એને ફેરો પહોંચાડવા માટે રેલ્વેટ્રેન તૈયાર કરાવી. ભોળા આરબીએ આટલું કરીને ચાલી નીકળવામાં જબ્બર થાપ ખાધી. પોતે જ એને ઉઠાવી જવો જોઇતો હતો. પણ આરબી તો સૈન્યને ઠેકાણે પાડવામાં મશ્ગૂલ રહ્યો. તૌફીકે પોતાના ઉપર બેઠેલા પહેરેગીરો તેમ જ રેલ્વેવાળાઓને બક્ષિસોથી ધરવી, ફેરો જનારી ગાડીને આલેકઝાંડ્રીઆ તરફ લેવરાવી. ત્યાં જઇને પોતે તથા રાગિબ આદિ પ્રધાનો સીમૂરને કબ્જે થઇ ગયા. રાસ–અલ્તીન નામના રાજમહેલમાં એના ઉપર બ્રિટિશ કાફલાના સીત્તેર નાવિક–સૈનિકોનો પહેરો ચડી બેઠો.

ત્યાંથી તૌફીક શું કરે છે ? તા. ૧૪મીએ આરબી પર એ કફ્ર–દાવરની છાવણીમાં આદેશ મોકલે છે કે "તેં કિલ્લાની મરા-

મત બંધ કરવા માટેની અંગ્રેજ એડમીરલની માગણી સ્વીકાર-વાની ના પાડવાને પરિણામે જ આ તોપોનો મારો ચાલ્યો. અંગ્રેજ એડમીરલને તો મિસર પર આવાં યુદ્ધમંડાણ કરવાનો ઇરાદો જ નહોતો. એ તો હજુ ય મિસર સાથે મૈત્રીનો સંબંધ શરુ કરવા, તેમ જ મિસરી સૈન્ય આજ્ઞાંકિત ને નિયમિત બની જાય તો તેને હાથ નગર સુપ્રત કરવા તૈયાર છે. નહિ તો એ તૂર્ક સેનાને સોંપી દેશે. આ બધી ગોઠવણ માટે હું આજ્ઞા દઉં છું કે મારા યુદ્ધ–સચીવે રાગિબ આદિ પ્રધાનો સાથે મંત્રણા કરવા એકદમ રાસ–અલ્તીન મહાલે આવી પહોંચવું, અને દર-મ્યાન ફોગટની લડાઇની તૈયારીઓ અટકાવી દેવી."

આ નિમંત્રણની પછવાડે શી મતલબ હતી ? એ જ તા. ૧૫મીએ બ્રિટિશ કોન્સલખાતાએ ગ્રેનવાઇલ પર છોડેલો આ ગુપ્ત તાર છે: "ખદીવે આરબીને આંહી તેડાવ્યો છે. જો એ આવશે તો ગિરફતાર થશે, નહિ આવે તો વિદ્રોહી જાહેર થશે." નિમંત્રણની ખરી મતલબ આ હતી. ખુદ નિમંત્રણ ઘડનાર કલમ પણ કોલ્વી-નની જ હતી.

આ જાળમાં આરબી ન ફસાયો. એણે જવાબ આપ્યો : "એડમીરલની માગણીઓનો તો યુદ્ધને ભોગે પણ ઇન્કાર કરવાની આજ્ઞા આપનાર આપ પોતે જ હતા. બીજું અત્યારે વસ્તુતઃ યુદ્ધની જ પરિસ્થિતિ ચાલુ છે. એટલે બ્રિટિશ કાફલો આલેક-ઝાંડ્રીઆ છોડીને ચાલ્યો ન જાય ત્યાં સુધી સૈન્યને માટે નગરમાં પાછા વળવું અશક્ય છે."

તત્કાળ ખદીવે જાહેરનામું કાઢ્યું: "અમારા હુકમનો અનાદર કરવા બદલ આરબીને અમે યુદ્ધસચીવપદેથી ઉતારી નાખીએ છીએ." આ જાહેરનામાની છાપેલી પ્રતો ખદીવે કફ્ર–દાવરની છાવણીમાં પહોંચાડી. આરબીએ આ આખા પત્રવ્યવહારના ત્રણે દસ્તાવેજો કૈરોમાં મોકલ્યા. ત્યાં એ ત્રણે પ્રસિદ્ધ થયા. પ્રજાની જનરલ–કાઉન્સીલ આ મામલા પર વિચારણા કરવા મળી.

## પ્રજાનો અવાજ

આ કાઉન્સીલમાં કોણ કોણ હાજર હતા ? મહાન ધાર્મિક શેખો, શેખ અલ્ઇસ્લામ, મિસરના ગ્રાન્ડમુફતી (છાપાખાનાના નિયામક), તુર્કીના ગ્રાન્ડ કાજી, ચારે ધર્મ સંપ્રદાયોના અગ્રેસરો, દેશના તમામ પ્રતિનિધિ મુસ્લીમો, ખદીવ કુળનાં ચાર શાહજાદાઓ, ખાસ તેડાવેલા પ્રાંત–ગવર્નરો, બીનમુસ્લીમ પ્રજાનું પ્રતિનિધિત્વ કરનારા ઇસાઇઓના પેટ્રિયાર્ક ને યહૂદીઓના પ્રધાન ધર્માચાર્યઃ એ પ્રકારે આ કાઉન્સીલ સમગ્ર મિસર–પ્રજાની પરિપૂર્ણ અંશે પ્રતિનિધિ બની ગઇ હતી. અંગ્રેજોએ જગતભરમાં વગોવેલો બિચારો લશ્કરી પક્ષ ત્યાં એકલો નહોતો. ખુદ આરબી તો ત્યાં હાજર જ નહોતો. એણે તો યુદ્ધ દરમ્યાન કેરોમાં પગ પણ નહોતો મૂકયો.

એવા છલોછલ હાજરીવાળા સર્વપક્ષ સમ્મેલનમાં, એક પણ વિરોધ–સ્વર વિના સર્વાનુમતે આવા ઠરાવો થયાઃ

૧. ખદીવ આજે કાયદેસર શાસન કરવાની સ્થિતિમાં નથી; ને એનું શરીર અંગ્રેજોના કબ્જામાં રહે ત્યાં સુધી એનાં ફરમાનો ગેરકાયદેસર જ ગણાશે.

૨. આરબીને યુદ્ધસચીવને પદે કાયમ કરવામાં આવે છે, અને દેશનું રક્ષણકાર્ય ચાલુ રાખવા એને સૂચવવામાં આવે છે.

૩. આરબીને આ કાર્યમાં મદદનીશ થવા માટે, યાકૂબ પાશા સામીને અધ્યક્ષપદે એક રક્ષણસમિતિ—Committee of Defence—નીમવામાં આવે છે.

૪. એજ મિસાલે દેશના ચાલુ કારોબારી વહિવટને માટે એવું ઠરાવવામાં આવે છે કે રાગિબ વગેરે પ્રધાનો આલેકઝાંડ્રીઆમાં ખદીવ તેમજ તેના અંગ્રેજ પહેરેગીરોના કબ્જામાં બળજબરાઇથી રોકાઇ ગએલા હોઇ દરેક ખાતાએ પૃથક પૃથક પોતાનો વહિવટ રોજીંદી રસમથી ચાલુ રાખવો.

ઉઘાડેછોગ યુદ્ધનો સમય મંડાઇ ગયો છે. પ્રધાનો હાજર નથી. આવતી કાલની સ્થિતિ પણ નિશ્ચિત નથી, તે છતાં એ યુદ્ધકાળના બે માસમાં ચાલેલા મિસરી રાજશાસને તો અપૂર્વ ઉજ્જવળ કારકિર્દી નોંધાવી દીધી. પ્રજારક્ષણનાં ખાતાં પર એવા શક્તિવંત પુરુષો નીમાઇ ગયા કે યુદ્ધકાળના ઉશ્કેરાટ વચ્ચે પણ મિસરભરમાં આબાદ શાંતિ રાજ કરતી રહી. જરા છમકલું કરનારા બે સિરકાસીઅનો નીકળ્યા તો તેને પકડી યુદ્ધવિરામ પર્યંત પરહેજ રાખ્યા. તે પછી એક પણ તોફાન ન થયું. કેરોમાં રહેતા યુરોપીજનોનું અખંડ રક્ષણ થતું, અને ચાલ્યા જવા ઇચ્છનારાઓને પોલીસ ચોકી તળે પોર્ટ સૈદ પહોંચાડવામાં આવતા. અન્ય ખાતાં પણ નિયમસર ચાલુ રહ્યાં. કરવેરા નિયમિત ઉઘરાવતા રહ્યા ને ખર્ચની રકમો પણ નિયમિત વ્હેંચાતી રહી. રાજનાં દફતરો ને ચોપડાની ચોકખાઇ આબાદ એવી ને એવી: એક પણ રકમનો ગોટાળો ન મળે: યુદ્ધની સમાપ્તિ વેળા સાફ સિલિકો પડી હતી. ઇન્સાફનો રાહ એવો ને એવો અતૂટ રહ્યો. વસ્તુત: જાણકારો કહી ગયા છે કે કારોબારની વિગતો પરત્વે તો આ યુદ્ધકાળના શાસનની તોલે મિસરનું અન્ય એકેય તંત્ર આવી શકયું નથી. એ આ તંત્ર હતું, કે જેને મસ્તકે ઇસ્તાંબોલની મહાસત્તાપરિષદમાં ઉભેલા બ્રિટિશ પ્રતિનિધિ અમીર ડફરીને 'ખ્રિસ્તધર્મીઓની રોજીંદી કતલ'ના જૂઠાણાનો આરોપ ચડાવ્યો હતો.

પ્રજા–વિશ્વાસથી નવેસર વિભૂષિત બનેલા આરબીએ પણ કફ્ર–દાવરની જુક્તિદાર જગ્યાએ વ્યુહકૌશલ દાખવવા માંડયું. કાફલામાંથી કિનારે ઉતરેલા હજારો સૈનિકોવાળા અંગ્રેજ લશ્કરના ધસારાઓ પાછા હટાવી મિસરી સૈન્યે શત્રુઓને છેક આલેકઝાંડ્રીઆના દરવાજા સુધી તગડયા કર્યાં. ને જો કફ્ર–દાવર સિવાયનું બીજું કોઇ પ્રવેશદ્વાર ન હોત તો કદાચ મિસરનો ઇતિહાસ જુદે અક્ષરે લખવો પડયો હોત. એવી ટક્કર એ સેનાએ પાંચ અઠવાડીઆં સુધી ઝીલ્યા કરી. એ એક મહિના સુધી તો મિસરી આશા ને ઉમંગનાં મહાપૂર ચડયાં હતાં. લૂંટણહારાઓનો

થાપો ઉખેડી નાખવાની ધારણા પાર ઉતારવા પૈસાદારે પૈસા અને યુદ્ધઘેલા ફેલાહ-બચ્ચાઓએ શરીરો સમર્પિત કરી દીધાં હતાં. આત્મસમર્પણનો પ્રવાહ બંધાઇ ગયો. નીલાતીરના ફેલાહ-કુટુંબો પર તો આરબીનું વશીકરણ અસાધારણ હતું. આખી પ્રજા શત્રુઓની બરદાસ્ત કરી દેશના બેડીબંધો ભેદી નાખવા એક પગે ખડી હતી. એ પ્રજાશક્તિને વિજયમાર્ગ પર પ્રચંડ ડગ ભરાવનાર કોઇ સાવધ, કુશલ, વીર્યવાન કાર્યસાધક વિભૂતિની જરૂર હતી.

મિસરનાં દુર્ભાગ્ય હતાં કે એવી એક વિભૂતિની ખોટ આરબીથી પૂરી ન પાડી શકાઇ. એ દેશભક્ત હતો પણ યોદ્ધો નહોતો. યુદ્ધકલાની એને તાલીમ નહોતી. સમરાંગણમાં એણે કદિ સમશેરના ખેલ ખેલ્યા નહોતા. એની છાતી એક ધીરની હતી, વીરની નહોતી. વર્તમાન રણકૌશલ કે વૈજ્ઞાનિક યુદ્ધકલાનુ એને જ્ઞાન નહોતું. તે ઉપરાંત એ વ્યવહારનિપૂણ વ્યવસ્થાપક ન બની શક્યો આદર્શવાદી ને સ્વપ્નદર્શી તરંગી જ રહ્યો. કંઇક ખુશામદમાં ઘેરાઇ ગયો. ખટપટ કરનારા સૈનિક અમલદારો હજુ સુધી સૈન્યમાં છુપાએલા હતા પણ તેઓને સાફ કરવાની હામ આરબી ન ભીડી શક્યો. સ્વભાવે અતિધાર્મિક હોવાથી એ પુરુષે વધુ પડતો સમય નમાઝોમાં ને ધર્મધુરંધરોને મુલાકાતો આપવામાં વીતાવ્યો. દિવસ પછી દિવસ જાય છે, જીન્સટોસટની એ વેળા છે, છતાં આખર સુધી કોઇને ખબર જ ન પડી કે આરબીના માથામાં કઇ યોજના રમતી હતી. હાય મિસર ! આરબી કમાલ ન બની શક્યો.

## ગાફિલ આરબી

ને એની અક્ષમ્ય ગફલતનો દુર્દિન—તા. ૨૧ ઓગસ્ટ ૧૮૮૨નો એ મરણ-દિન આવી પહોંચ્યો. એને ખબર છે કે "મિસરના શાસનને અરાજકતામાંથી સુલેહ-શાંતિમાં પલટાવવા માટે" પોતાની પાર્લમેન્ટ પાસે ૨૫ લાખ પૌંડનું ખર્ચ મંજુર કરાવીને પ્રધાન ગ્લેડસ્ટને ૫૦ હજારની સેના ઇંગ્લાંડથી અને ૧૫ હજારની હિન્દ-

માંથી વહેતી કરી છે: એને ખબર છે કે વુલ્સલી નામનો સેના-પતિ એ ૬૫ હજારને લઇ ચાલ્યો આવે છે, અને એને ચેતવણી પણ મળેલી કે આલેકઝાંડ્રીઆની બાજુ તો જડબેસલાક હોવાથી વુલ્સલી સુવેજની નહેર સોંસરવો નીકળી પૂર્વ કિનારો દબાવી દેશે. એનો બાહાશ ઇજનેર મુસ્તફા ફેહમી દૂરંદેશી વાપરીને એ બાજુનું બાંધકામ પણ કરવા લાગ્યો હતો. સર્વોપરિ મહત્ત્વનો પ્રશ્ન તે સમયે સુવેજની નહેરના મુખમાં થોડાં વહાણ ડુબાવી નહેર પૂરી નાખવાનો હતો. લશ્કરી સેનાપતિઓએ સહમત બનીને નહેર આડો દાટો દેવાના પ્રશ્નને પ્રાણપ્રશ્ન તરીકે રજુ પણ કર્યો હતો. એક રાતનું જ એ કામ હતું.*

પરંતુ આરબી એ ટાણે સાચી મતિ હારી બેઠો. સુવેજની નહેર એટલે તો આંતરરાષ્ટ્રીય વ્યવહારનું સાધન : એની તટસ્થતા કેમ લોપાય! એ તો સુલેહશાંતિના વ્યવહારની વસ્તુ: એને સંગ્રા-મમાં કેમ વાપરી શકાય! એવી નેકી ઉપર એ મુસ્તાક રહ્યો. ફ્રેન્ચ કોન્સલ લેસેપ્સને એણે એ તટસ્થતા જાળવવાનું વચન આપ્યું હતું અને લેસેપ્સે એને ખાત્રી આપી હતી કે બ્રિટિશ મનવારોને પોતે કોઇ પણ ભોગે નહેર વટાવવા નહિ આપે. સાથી-ઓએ કહ્યું કે અત્યારે લેસેપ્સના શબ્દોમાં વિશ્વાસ ન રખાય. ઘડીઓ જાય છે. તેઓએ અમુક જગ્યાએ નહેરને પૂરવાની તૈયારી પણ કરી રાખી છે. પરંતુ આરબીએ નેકીની અતિશયતા બતાવી. આગ્રહ ન ત્યજ્યો. આખરે જ્યારે તા. ૨૧ ઓગસ્ટની સંધ્યાએ 'નહેરના હંગામી તોડકામ'નો એણે હુકમ આપ્યો, ત્યારે તો વુલ્સ-લીની મનવારો નહેર વીંધીને સૂસવાટા મારતી વટી જતી હતી

* ખુદ વુલ્સલીએ જ આ પ્રસંગ પછી ઘણે દિવસે એક વખત ઇંગ્લાંડમાં વ્યાખ્યાન આપતા કહ્યું હતુ કે "જો આરબીએ પોતાના ઇરાદા મુજબ નહેરને રૂંધી નાખી હોત, તો હજુ અત્યાર સુધી—આ ક્ષણ પર્યંત—આપણે મોટા દરિયામાં ઉભા ઉભા મિસરને રૂંધવા મથતા હોત. તેઓના ચોવીસ કલાકના વિલંબે જ આપણને બચાવી લીધા."

અને બ્રિટિશ નાવિકો પોર્ટ સૈદના બારામાં એક જાડા ઠીંગુજી ફ્રેંચ જનને કાફલાનો માર્ગ રોકી ઉભો ઉભો ખીજેભર્યા બરાડા પાડતો જોતા હતા. તિ[illegible] બાજુએ હટાવી બ્રિટિશ રનવારો પસાર થઇ ગઇ. એ [illegible]. લેસેપ્સ હતો. લેસેપ્સ સાહેબ પોતાની સરકારની 'નહેરની તટસ્થતાનો કરારભંગ' થતો અટકાવવા માટે અંગ્રેજ કાફલાના માર્ગમાં જાતે જઇ ઉભેલા હતા !

વુલ્સલીની જોરાવર સેના પૂર્વ કિનારે ઇસ્માઇલીઆ બંદરને ઓવારે ઉતરી પડી. એ સૈન્યનું સંખ્યાબળ ૩૦ હજારનું હતું : સામે કફ્ર-દાવરથી આવતી મિસરી ફોજ ૮ હજારની હતી, ને તેની પાસે માત્ર ૮૦ જ તોપો હતી. એટલે વુલ્સલીને માટે મિસરને રોળી નાખવું સહેલ હતું. ઉપરાંત એ સહેલ થઇ પડવામાં અનેક અકસ્માતોએ તેમ જ અંગ્રેજ યુદ્ધનીતિની અધમતાએ વુલ્સલીને યારી આપી.

## બ્રિટનની રૂશ્વતબાજી

એ અધમતા હતી અંગ્રેજ સરકારની રૂશ્વતખોરીની. ઇંગ્લાંડના નૌકાખાતાએ એક પાલ્મર નામના પૂર્વ દેશોની ભાષાઓના પ્રોફેસરને લખલુટ નાણાંની થેલીઓ આપી મિસરના પૂર્વપ્રદેશના બિદુઇન આરબોને ફોડી મિસર વિરૂદ્ધ દગલબાજી જગાવવા મોકલ્યો. પછી ખદીવ તૌફીકની દ્વારા એણે રૂશ્વત પાથરી આરબીના સૈન્ય માંહેલા આટલા આટલા વિશ્વાસુ સેનાપતિઓને ફોડી નાખ્યા: આરબીની જ છાવણી સાથે સતત રહેનાર સાઉદ-અલ-તિહવીને ૫૦૦૦ ક્રાઉન-સિક્કા આપી પોતાની બાતમીદારી કરાવી: આરબીની શક્તિમાંથી ઇતબાર ગુમાવી ભગ્નહૃદય બની ચુકેલા સિરકાસીઅન અને તૂર્ક અફસરોને આ યુદ્ધની આખરી નિરર્થકતા બતાવી પટાવી લીધા: અલી-બે નામના સેનાપતિને પૌં ૧ હજાર અને જીંદગીભર પૌં ૧૨નું માસિક પેન્શન : યુદ્ધસમિતિનો અધ્યક્ષ યાકુબ પાશા સામી, અબ્દ-અલ રહમાન નામનો સેનાપતિ, વગેરે ઘણાને અંદરખાનેથી વેચાતા લઇ લીધા. ખુદ ફેલાહપક્ષના બુઝર્ગ નેતા સુલતાન પાશાને પણ 'તમારૂં મિસરી રાજબંધારણ અનામત રાખીશું' એવી આશા

આપી બ્રિટનપક્ષે વાળી લીધો, અને અન્ય અનેક ... .દા મિત્રોને ભોળવી યુદ્ધવિમુખ કરવાના કામ બદલ એને યુદ્ધના ...માપ્તિ વેળા 'સર'નો ઇલ્કાબ તથા ૧૦ હજાર પૌંડની બક્ષિસ આ ...ાં. સાચા અને જૂઠા સિક્કાઓની રેલો રેલ... બ્રિટને મિસરી સૈન્યના ... ... નકૂચા ઢીલા કરી નાખ્યા; અને એ નીતિભ્રષ્ટત .. રાજમાર્ગ પર થઇને વુલ્સલીની સેના કેરો તરફ કુચ કરતી ચાલી.

છતાં યે મિસરી ફોજ ટક્કર ઝાલી ગઇ હોત. પરંતુ અકસ્માતો મિસરની વિરૂદ્ધ આવી ઉભા રહ્યા. ઇસ્માઇલીઆથી કેરો ઉપર ધસી આવતા અંગ્રેજ સૈન્યનો રાહ રૂંધવા માટે કફ્રદાવરથી મિસરી ફોજ ચાલી આવે છે, ને શત્રુના માર્ગ આડે તલ-અલ-કબીર નામના સ્થળે પડાવ નાખવા માટે આરબીનો સમર્થ ઇજનેર મહમદ ફેહમી ખાઇઓ રચાવી રહ્યો છે. એ બાંધકામ જો પૂરૂં થઇ શક્યું હોત, તો શત્રુઓનો ધસારો ધુળ મળી જાત. પરંતુ ઓચીંતાનો એ ઇજનેર શત્રુઓના જાસૂસોને હાથ પડી ગિરફતાર થયો, એટલે કે આરબીનો જમણો હાથ જાણે છેદાઇ ગયો. ખાઇઓની રચના રઝળી પડી.

બીજી આપત્તિ કાસ્સાસ્સીન નામને બીજે સ્થળે આવી પડી. આગળ ધસતા શત્રુસૈન્ય ઉપર અલી ફેહમી ને રશીદ પાશા નામના બે બાહોશ, બલવંત અને મરણીઆ સેનાપતિઓની સરદારીવાળા સૈન્યે ઓચીંતો છાપો લગાવ્યો, કૈં કલાકો સુધી ઉગ્ર ટકાવ કરી રાખ્યો, ને એ ટક્કર થોડી જ વાર લંબાવી શકાઇ હોત, તો આખા દેશનું ભાગ્ય પલટાઇ જાત એવી ઇંગ્લાંડની પ્રજાની મનોદશા બની ગઇ હતી. કેમકે આ આઝાદી માટે જંગ ખેલતા ફેલાહબચ્ચાઓની મતલબી હત્યા કરી રહેલી રાજનૈતિકોની ટોળી ઉપર પ્રજાનો રોષ સળગી ઉઠ્યો હતો. પરંતુ હતભાગી મિસરને આરબીની શિથિલતાએ તથા બ્રિટનની રૂશ્વતનીતિએ રોળી નાખ્યું. બે હજાર સૈનિકો સાથે પ્રભાતે કુમકે આવી પહોંચવા નીકળેલા સેનાપતિ મહમદ સામીને વિશ્વાસઘાતી બેદુઇન ભોમીઆઓએ રૂશ્વત ખાઇ કરી રસ્તો ભૂલાવ્યો, સેનાપતિ

અલી-એ-યુસફ લાંચમાં લપટાઇ જાણી બુઝીને ન પહોંચ્યો. લડાયક સંસ્કારથી વંચિત રહી ગએલા આરબીએ સંગ્રામમાં ઝંપલાવવાને સાટે પોતાનું કચેરી-કામ જ કર્યે રાખ્યું. વિપદનો કટોરો અધુરો હતો તે પૂરો થયો—બન્ને વીર સેનાપતિઓ જખ્મી થયા. તલ-અલ-કબીરના રણાંગણમાં આ બીજો આઘાત વાગ્યો.

હજુ બચાવ કરી શકે તેવો એક નર હતો. પેલા 'ત્રણ વીર કર્નલો' માહેલો એક અબ્દલ-અલ: એની ફોજ દામીટા નામના સ્થળ પર સલામત હતી. દુશ્મનો કદાચ ત્યાં ઉતરી પડે એમ સમજી આરબીએ આ મિત્રને ત્યાં મૂકયો હતો. પરંતુ હવે એની ત્યાં જરૂર નહોતી. એનું સૈન્ય પરાજયની ભગ્નાશા વિનાનું, પ્રાણભરપુર થનગનતું હતું. પરંતુ એને તેડાવવાનું આરબીએ કોણ જાણે શા કારણે ન સ્વીકાર્યું. આરબી પોતે પણ પેલા, બ્રિટનની જાસુસી રમતા દગલબાજ સંગાથી સાઉદ પર ઇતબાર રાખતો રહ્યો. હજુ સુધી આરબીએ પોતાના શમીઆનાની કચેરી ન છોડી. નમાઝ, બંદગી અને મુલાકાતોની સુસ્ત દિનચર્યાને એણે ફગાવી ન દીધી. એને તો વુલ્સલીના ધસારા વિષે પોતાનો વિશ્વાસપાત્ર સાઉદ જ અચૂક બાતમી આપતો રહેશે એવો ભરોસો રહ્યો.

## જલ્લાદગીરી

એવી ઘોર ગફલતની એ તા. ૧૨ સપ્ટેમ્બરની કાળી રાત હતી. ૭ હજાર તાલીમબદ્ધ સૈનિકો અને ૧૩ હજાર સાચ્ચા, નેક, ખાનદાન તેમજ મરણીઆ છતાં તાજેતર જ ભરતી થએલા, બીનકવાયતી, અર્ધનગ્ન, કેવળ મજૂરી જ કરી જાણનારા ફેલાહબચ્ચાઓ, ખાઇઓ ખોદી ખોદી થાકી લોથ થઇ ગએલા એ રંગરૂટો ને સ્વયંસેવકો-વિશ્વાસની નીંદમાં લપેટા ગયા છે. આરબી પણ અરધા માઇલને અંતરે એવી જ ધસધસાટ નિદ્રા લઇ રહ્યો છે. વુલ્સલીની ફોજ હજુ તો કયાંની કયાં દૂર થંભી રહી હોવાની તસલ્લી આપીને દગલબાજ સાઉદે સહુને ધારણ વાળી દીધું છે. ૨૦ હજાર નિર્દોષ દેશભક્તો

ઇતબારને ખોળે ઉંઘ લઇ રહ્યા છે. કોઇને ખબર નથી કે તેઓના કલેજાના કટકા સમાન બે સેનાપતિઓએ–અબ્દલ રહેમાને તથા અલી બે યુસફે–થોડા જ દિવસ પર પોતાના આત્માને શત્રુહાથે વેચી દીધા છે. સારી યે છાવણી અંધકારમાં ઢંકાએલી પડી છે, માત્ર અલી–બે–યુસફ જ વિશ્વાસઘાતનું લાલરંગી ફાનસ જલાવી દૂર દૂરથી દુશ્મનોને આ નિદ્રાવશ નૌજવાનોની કતલનું સ્થાન દેખાડી રહ્યું છે; દેશવાસીઓનાં રૂધિર પીવા શત્રુઓને નિમંત્રણ દઇ રહ્યું છે.

પાછલા પહોરની શીતળ રાત: વધુ ને વધુ ગાઢ બનતી નિદ્રા: ને થાકેલા સૈનિકો: એ ૨૦ હજાર સૂતેલાઓની ઉપર અંગ્રેજ સૈન્ય તૂટી પડયું. દયાહીન, દારૂણ, ભયાનક સંહાર મંડાયો. ગરમીમાં અધઉઘાડે અંગે પોઢેલા રંગરૂટ ફેલાહબેટાઓ ઝબકીને નાસવા જાય છે, અને નાસતા નાસતા શત્રુઓનાં સંગીનોની અણીથી વીંધાતા જાય છે. એ બિચારાને શરણાગતિની નિશાની –હાથ ઉંચા–કરવાનું પણ સૂઝતું નથી. હથીઆરો ફગાવી ફગાવીને ન્હાસી છુટ્યા, કતલ થયા. એ યુદ્ધ નહોતું, જલ્લાદગીરી હતી, હત્યાકાંડ હતો.

પરંતુ ડાબી પાંખમાં ખડા હતા તે સૈનિકો ન હટ્યા. મહમદ ઓબીદની સરદારી નીચે મિસરના ફુલ સમોવડ ફેલાહબચ્ચાઓ સામી છાતીએ જખ્મો ઝીલીઝીલી ખપી ગયા, વીર અબ્દુલ પણ ઢળ્યો, તોપચીઓ છેલ્લા દમ સુધી તોપો દાગતા ટકી રહ્યા. પરંતુ કયાં દરિયાવના ઘમસાણ સમું રાક્ષસી ને સાધનસંપન્ન શત્રુસૈન્ય, ને કયાં મૂઠીભર અધકચરૂં મિસરી લશ્કર! કયાં વિશ્વાસને ખોળે માથાં મૂકીને લેવાતી નિદ્રા, ને કયાં દારૂણ દગલબાજી! ભાગ્યે જ પોણો કલાક–અને ૧૦ હજાર મિસરીઓ ઢળી પડયા. મુડદાંના ગંજો ચડયા.

દગલબાજ સાઉદે આરબીને જગડયોઃ "નામદાર, દુશ્મનો!" ગુમરાહ આરબી જાગ્યો. તોપગોળા સાંભળ્યા. પોશાક ચડાવી ઘોડો પલાણ્યો. ધુંવાધાર તોપખાનું ચાલે છે તેની સામે ધાયો. સૈન્યમાં

ભંગાણ ભાળ્યું. ચોમેર ચીચીઆરી ને ભાગાભાગી : ભાગતાને પાણી ચડાવવા એ બહુ બહુ મથ્યો. ઓબેદ ઝુઝી રહ્યો છે ત્યાં આંબવા વલખાં માર્યાં. પણ રસ્તો એને જડ્યો નહિ. એ નાસી છુટ્યો. કેરોનગર પહોંચ્યો. કસ્ર-અલ-નીલની યુદ્ધ-કચેરીમાં ધસ્યો. યુદ્ધ-સમિતિ બેઠી હતી તેને સાવધ કરી કે પાટનગરને રક્ષવાના ઇલાજો લઇએ. પરંતુ કેરોનો બચાવ કરે તેવું કવાયતબાજ લશ્કર જ કયાં હતું ? માત્ર ઉભા ઉભા કપાઇ જવા તત્પર દુધમલાઆ ફેલાહ રંગરૂટો હતા. યુદ્ધ-સમિતિનું દિલ એ બધાની હત્યા સામે પુકારી ઉઠ્યું. પણ ત્યાં તો ઓચીંતાનું 'વુરી લો' નામના સેનાપતિનું બ્રિટિશ લશ્કર આવી પહોંચ્યું. યુદ્ધ-સમિતિએ યુદ્ધવિરામનો નિર્ણય કરી નાખ્યો. લાચાર આરબીએ 'લો'ની સમક્ષ આવી સમશેર સોંપી. પોતે પણ સોંપાઇને ગિરફતાર થયો.

તે દિવસે ઇસ્વીસન ૧૮૮૨ ના સપ્ટેમ્બરની તા. ૧૩મીની સંધ્યા પછી, અને નીલાના તીર ઉપર પણ બ્રિટિશ શાહીવાદનો અનંત અકળ અંધકાર પથરાઇ ગયો.

કિલ્લાના ચૂરેચૂરા : ભસ્મીભૂત ને નિર્જન આલેકઝાંડ્રીઆ : ખદીવના ખરીદી રાખેલા નરપિશાચ બેદુઇનોની ગુંડાશાહી : સૈન્યનું પલાયન અને બ્રિટન ફોજે નગર પર કરેલો કબ્જો : સુવેજ નહેરની તટસ્થતાનો લોપ : પૂર્વ કિનારે વુલ્સલીની સેનાનાં આક્રમણ : દગલબાજી, જલ્લાદગીરી ને સંહાર : અને છેવટે મિસરી રાજશાસનનો એકલહથ્થુ બ્રિટિશ કબ્જો : આ બધું શી રીતે બની શક્યું ? મહાસત્તાઓની પરિષદ ઇસ્તાંબોલમાં હજુ બેઠકો ભરી રહી છે છતાં બ્રિટન સામે કેમ કોઇની આંગળી ઉંચી થઈ? બે મહિના સુધી કેમ કોઇ બોલ્યું નહિ ? દરમ્યાન બ્રિટિશ રાજનીતિએ યુરોપી મહાસત્તાઓની શત્રંજ પર કેવી આબાદ ચાલ ચાલી નાખી ? આ એકલહથ્થુ આક્રમણ અને આ બેજવાબદાર શોણિતપાતનો એણે શો ખુલાસો આપી દીધો ? આંતર-રાષ્ટ્રીય કરારપત્રની શાહી

હજુ સુકાણી પણ નથી ત્યાં આ કરારભંગ અને પેશકદમીનો એણે કેવો બચાવ સાધી લીધો? અન્ય સત્તાઓની દખલમાંથી પોતાનો માર્ગ એણે કેવી રીતે નિષ્કંટક કરી લીધો? એ બધા પ્રશ્નોનો પ્રત્યુત્તર આપનાર ઇતિહાસ ઝપાટાભેર જાણી લઇએ:

૧. તોપો ચાલુ થઇ તેની સાથોસાથ ઇસ્તાંબોલમાં બેઠેલી મહાપરિષદ પર ગ્રેનવાઇલનો ખરીતો ગયો. એમાં લખ્યું હતું કે મિસરના હાથ બહાર ગએલા મામલામાં શસ્ત્રપ્રયોગ વિના ઇલાજ નથી, ને આંતરરાષ્ટ્રીય કરાર અનુસાર એ શસ્ત્રો સુલ્તાનનાં જ હોવાં જોઇએ. પણ હજુ યે સુલ્તાન તૈયાર ન હોય, તો બીજા ઇલાજ આપણે સહુએ લેવા રહ્યા. બાકી અમારો તો સિદ્ધાંત છે, કે મિસરમાં થનારો હસ્તક્ષેપ સમગ્ર યુરોપની મંજુરી ને સર્વાનુમતિ ધરાવતો હોવો જોઇએ (!)

૨. બ્રિટનનાં આ વાણી–વર્તન વચ્ચેની નફ્ટ અસંગતતા પર રૂશિયા રોષે ભરાયું, પરિષદ્‌માંથી ખસી ગયું, અન્ય સત્તાઓએ સમગ્ર યુરોપ તરફથી બ્રિટનને મિસર પર જવાનો અધિકાર આપવા ના પાડી, પણ પોતાની એકલાની જવાબદારી પર આગળ વધવું હોય તો તેમ કરવાની છૂટ આપી.

૩. જુલાઇની તા. ૧૫મીએ પરિષદ્‌ના–તુર્કીને પેશ કરવાના સંયુક્ત નિવેદનપત્ર પર સર્વ સત્તાઓની મંજુરીની સહી આવી ગઇ, સુલ્તાનને તે જ દિવસે પેશ થઇ, પણ હજુ સુલ્તાન મિસર પર હાથ નાખતાં અચકાતો રહ્યો.

૪. બ્રિટનને તો એ જ ભાવતું હતું. કોઇ પ્રકારે સુલ્તાન હાથ ખંખેરી નાખે અથવા ગફલત કરતો રહે, એ તો એની મુરાદ હતી. એણે પરિષદને સૂચવ્યું: સુલ્તાનને બાર કલાકની મેહતલ આપો.

૫. સુલ્તાનને ખબર પડી ગઈ. ઝટપટ એણે નિવેદનપત્રનો સ્વીકાર કરી લીધો.

૬. દરમ્યાન તો તા. ૨૦–૨૧ના રોજ બ્રિટનની સરકારે એકલહથ્થુ આક્રમણ કરવાનું ઠરાવી કરી, તા. ૨૧મીએ તો

પાર્લામેન્ટ પાસેથી લડાઇના ખર્ચની મંજુરી પણ મેળવી લીધી હતી. ૧૫,૦૦૧ અંગ્રેજ ફોજ આલેકઝાંડ્રીઆ પર રવાના પણ થઇ ચૂકી હતી.

૭. તુર્કીએ 'નિવેદન' સ્વીકાર્યાની ખબર મળતાં જ બ્રિટને ગુલાંટ ખાધી. ચોરે કોટવાળને દંડ્યો. સુલતાનને નિવેદન કર્યું કે 'તત્કાલ ને તત્કાલ જો આરબીને બળવાખોર ઠરાવવાનું જાહેરનામું કાઢો, તો જ અમારી સરકારનો ગુમાવેલો વિશ્વાસ તમે ફરી પ્રાપ્ત કરી શકશો.” સમગ્ર યુરોપના સંયુક્ત પગલાંની વાત ઉડાવી દઇ બ્રિટને પોતે જ તુર્કી પર મુરબ્બીવટનો સ્વાંગ ધારણ કર્યો.

૮. તા. ૨૭મીએ એણે ફ્રાન્સને જાણ દીધી કે “અમે અખત્યાર કરેલા ઉપચારોમાં આગળ વધવા ઠરાવ્યું છે. તુર્કીને સહકાર દેવો હોય તો સ્વીકાર કરશું.” કેવી જુક્તિથી તુર્કીના સત્તાધિકાર પોતે ધારણ કરી તુર્કીને માત્ર 'સહકાર' કરનારનું સ્થાન દઇ દીધું!

૯. તા. ૨૮ : પરિષદને કહાવ્યું કે 'આપનામાંથી કોઇને સહકાર કરવો હોય તો અમે ખુશીથી સ્વીકારશું.”

૧૦. એણે ઇટાલીની તલવારનો સહકાર માગ્યો. ઇટાલીએ ઉત્તર દીધો: પરિષદના કાર્યક્ષેત્રની ઉપરવટ જઇ અલાયદા હસ્ત-ક્ષેપમાં જોડાવું અમારે માટે અસંગત છે. બ્રિટનને એટલું જ જોઇતું હતું.

૧૧. એણે પરિષદને કહાવ્યું કે લડાઇનો હેતુ પૂર્ણપણે બર આવી ગયા પછી મિસરનું ભાવી શાસન નક્કી કરવા તો અમે આપ સર્વેને સહાય કરવા તેડાવીશું.

૧૨. અન્ય તમામ સત્તાઓને આવી ચાલબાજીથી અળગી ખસેડી, બાકી રહેલા એક તુર્કીને ઉથલાવવાનાં પેંતરાં લીધાં. શર્તો અને પ્રતિશર્તોની પરંપરા ચલાવી. તુર્કીએ મિસરમાં ઉતાર-વાના સૈન્યની સંખ્યા, પડાવ નાખવાની જગ્યા, રોકાવાની અવધ, વગેરેના કૈં કૈં કરારો ઘડી ઘડી મુચરકા માગ્યા. એક મહિના

સુધી એ રસાકસી ચાલી. એ રસાકસી પણ કેવળ દંભની ચાદર જ હતી, કેમકે બીજી બાજુ બ્રિટનનું સૈન્ય તો નીલાના કિનારા પર ક્યારનું યે વિનાશ આદરી બેઠું હતું. આખરે હર-કોઇ ઇલાજે પોતાના સાર્વભૌમ સત્તાધિકારને વળગી રહેવા ખાતર તૂર્કીએ કરારનામા પર કબુલાત આપી.

૧૩. પરંતુ પછી તો બ્રિટનની દગલબાજી અજોડ બની બેઠી. આંહી તૂર્કી સહી કરે છે, તે જ તારીખે અને તે જ વેળાએ—તા. ૧૩મી સપ્ટેમ્બરે, તલ-અલ-કબીરના રણસંગ્રામમાં મિસરી સૈન્યની કતલ કરી નાખીને બ્રિટન આ આખા પ્રશ્નનો નિકાલ કરી નાખે છે! એ સંગ્રામમાં મિસરી સત્તાને સદાને માટે ખતમ કરી નાખ્યા પછી ચોથે દિવસે તૂર્કીને લખે છે: "આપને જણાવતાં અમને ખુશાલી ઉપજે છે કે મિસર ખાતે આપણી બન્ને સરકારોએ કરવા ધારેલા લડાયક કરારનામાની ભૂમિકા વીતી ગઇ હોઇને હવે આપ નામદારે ઉઠાવેલી હતી તે મુશ્કેલીઓ ચર્ચવાની જરૂર રહેતી નથી."

૧૪. જગતની આંખોમાં એણે એવું જાહેર કરીને ધુળ નાખી: કે તૂર્કીએ પોતે જ છેવટ સુધી જીદ્દીપણું દાખવીને મિસર ખાતેનું પોતાનું સ્થાન ખોઇ નાખ્યું છે.

પોતાના પૂતળા ખદીવને બ્રિટને પાછો બેસાર્યો, અને આરબી તેમજ બીજા યુદ્ધના કેદીઓ એને સુપ્રત કર્યા. મિસર અને ઇંગ્લાંડ બન્ને સ્થળોએ અવાજ ઉઠયો કે "આરબીનું માથું ઉડાવવું જોઇએ: આરબીને જાનથી ઠાર કરવો જોઇએ." ખદીવ તૌફીક અને એના પક્ષકારો પણ એજ માગતા હતા—આરબીના રૂધિર વડે પોતાનાં વૈરભાવની તૃપ્તિ શોધતા હતા. બ્રિટનનો પ્રધાન ગ્લેડસ્ટન પણ અંદરખાનેથી એજ ઇચ્છી રહ્યો હતો કે ખુદ મિસરની જ અદાલતમાં જો આરબી એના ઉપર મૂકાએલા ઘોર આરોપોનો અપરાધી ઠરે તો બ્રિટને કરેલી મિસરની જલ્લાદ-ગીરીને પણ વ્યાજબી તથા અનિવાર્ય ઠરવાનું સજ્જડ કારણ મળે.

કેવી જાતની અદાલત બેસારવી, ને કયા માર્ગે આરબીનું મસ્તકછેદન કાયદેસર ઠરાવવું, એ પેરવી ચાલી રહી છે. દરમ્યાન બંદીખાનાંની અંદર એ તમામ યુદ્ધના કેદીઓ પર ખદીવનાં માણસો છુપા સિતમો ગુજારતા હતા. આરબી પર તો એણે પોતાના મહેલના ફ્રાતડાઓને મોકલી અધમ રીતની રીબામણીઓ કરાવી હતી.

પરંતુ તે દરમ્યાન આરબીના અંગ્રેજ મિત્ર મી. બ્લંટે બ્રિટનમાં આ હીચકારી નિર્દયતાને ઉઘાડી પાડી. ધોરણસર ઇન્સાફ તોળાવવાના પુકાર સંભળાવ્યા. દિલસોજ ધારાશાસ્ત્રીઓને મિસરમાં આરબીપક્ષે લડવા મોકલ્યા. તેઓએ જઇને આરબીના ઘરમાંથી કાગળો શોધ્યા. એ કાગળોમાંના કેટલાક એવા હતા કે જે પૂરાવા તરીકે રજુ થતાં ખુદ ખદીવ તેમજ સુલતાન, બન્ને આ આખા મામલામાં સંડોવાતા હતા !

બ્રિટિશ મુસદ્દીઓની સહાયથી બધું ભીનું સંકેલાયું. આરબીને દેશવટો આપી સિંહલદ્વીપ મોકલ્યો. અન્ય અનેકને માલમિલ્કત જપ્ત કરી જૂદી જૂદી સજાઓ દીધી.

ને પછી એ ત્રાસમાં ડુબેલા મિસરનું સ્વાધીન લોકશાસન ઉખેડી નાખી બ્રિટને એના રાજકારણની ને એના બંધારણની કેવી બુરી દશા બનાવી દીધી? પછી મિસર ફરીથી મૂર્છા ત્યજીને કેવું જાગી ઉઠ્યું છે? સ્વાધીનતાના નવા સંગ્રામમાં વિના રક્તપાતે કેવી તરેહથી લડી રહ્યું છે? અર્ધશતાબ્દીની એ આખી કથા—ઇ. સ. ૧૮૮૩થી ૧૯૨૯ સુધીની—બીજા ખંડમાં આલેખાશે.



પ્રથમ ખંડ સમાપ્ત

